વર્ષ ૧૦ મું
નવચેતન પ્રકાશન—૫૭
ગૃહલક્ષ્મી ગ્રંથમાળા ૪૨
પુસ્તક ૩ જું

# સોહાગણ

[ ઉત્તરાર્ધ ]

લેખક
શ્રી રમાકાન્ત ગૌતમ

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬ : ભદ્ર : અમદાવાદ

## અર્પણ

મારા સ્નેહી, સગાં, અને પરમમિત્ર

ચી. અ. સૌ, મહુગૌરી

અને

મુ. રાવબહાદુર જનુભાઇ બા. દેસાઈ

ને

# નિવેદન

નવચેતન સાહિત્ય મંદિર તરફથી ચાલતી ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના વર્ષ દસમાનું બીજું પુસ્તક 'સોહાગણ' ઉત્તરાર્દ્ધ જનતા સમક્ષ મૂકીએ છીએ.

હાલના લડાઈના સંજોગો જોતાં અમારી પ્રવૃત્તિ પર કાપ પડે એ સ્વાભાવિક છે, જે ગ્રાહક ભાઈ–બહેનોથી અજાણ્યું નથી; એટલે આપ જેમ વર્ષોથી અમારી પ્રવૃત્તિને સાથ આપતા રહ્યા છો તેમ થોડો સમય આ સંજોગો વચ્ચે પણ અમને સાથ અને સહકાર આપી આભારી કરશો તેવી અમને સંપૂર્ણ શ્રદ્ધા છે.

જાણીતા નવલકથાકાર શ્રી રમાકાન્ત ગૌતમ ગુજરાતને આ સોહાગણની નવલકથા અર્પે છે.

અમારું આવતું પુસ્તક બસો પાનાની સુંદર નવલકથા બહાર પડશે.

લિ૦ સેવકો

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬, ભદ્ર : અમદાવાદ

પુરુષોત્તમ પારેખ
નટવરલાલ વોરા

# બે બોલ

અંગ્રેજી લેખક પી. જી. વોડહાઉસની ઓળખાણ કરાવવી એ પણ વાંચનારનું અપમાન કરવા જેવું જ છે તો પછી એના વખાણ કરવાનો તો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. કોઈ સિદ્ધહસ્ત લેખકે આ મહાન અંગ્રેજી લેખકને ગુજરાતીમાં ઉતારી સમાજ આગળ રજૂ કર્યો હોત તો કોઈ ઓર મઝા આવત, પણ આ કૃત્ય કરવાની છેવટે મારે જ ધૃષ્ટતા કરવી પડી. શ્રીયુત રમણલાલ વ. દેસાઈના અભિપ્રાય પ્રમાણે હું સાહસ જીવી તો છું જ અને એવડા મોટા માણસને જૂઠા પડાય! એટલે મેં આ સાહસ ખેડયું છે. વોડહાઉસની આ કૃતીને ગુજરાતીમાં લાવવાનું અશક્ય કામ આદર્યું છે.

રાજમહેલ રોડ
વડોદરા

રમાકાન્ત ર. ગૌતમ

આપ આ ગ્રંથમાળાના ગ્રાહક છો?

ગૃહલક્ષ્મી ગ્રંથમાળા

## ગુજરાતભરમાં બહોળો ફેલાવો પામેલી આ ગ્રંથમાળાની હજારો પ્રતો ખપી ગઇ છે.

જેણે નૂતન યુગના યુવક યુવતીઓમાં નવચેતન પ્રકટાવ્યું છે.
જેણે સામાજિક અને રાષ્ટ્રિય પ્રશ્નોની નિર્ભયપણે છણાવટ કરી છે.
જેણે આવતી કાલની સમાજરચના અને સંસ્કારનું નિરુપણ કર્યું છે.
જેણે સંયમ અને શ્રેષ્ઠ માનવતાની ઊચ્ચ ભૂમિકાનું દર્શન કરાવ્યું છે.

**આપના ઘરની લાયબ્રેરી આ પ્રકાશનો સિવાય અધુરી જ ગણાશે.**

વાર્ષિક લવાજમ દેશમાં રૂા. ૬) પોસ્ટેજ માફ

* આ નિશાનવાળા પુસ્તકો ઉત્તર વિભાગના સરકારી કેળવણીખાતાએ મંજૂર કર્યાં છે.

### વર્ષ ૧ લું

| | પુસ્તક | લેખક | કિંમત |
|---|---|---|---|
| | તરંગિણી | [ રમણિક મહેતા ] | ૦—૧૦—૦ |
| | જલિની | [ દિવ્યાનંદ કૃત ] | ૦—૮—૦ |
| * | રાસનલિની | [ કેશવ શેઠ ] | ૧—૦—૦ |
| * | ફુઈબા કાકી | [ સ્વ. જાગીરદાર ] | ૧—૪—૦ |
| * | કવિવર ટાગોર | [ કાન્તિલાલ શાહ ] | ૦—૧૨—૦ |
| | જીવંત જ્વાળા | [ મનનિય લેખો ] | ૧—૦—૦ |
| * | મંદારમાળા | [ કેશવ શેઠ ] | ૧—૪—૦ |

### વર્ષ ૨ જું

| | પુસ્તક | લેખક | કિંમત |
|---|---|---|---|
| * | આશા | [ મકનજી પરમાર ] | ૧—૮—૦ |
| * | પ્રીતમની પ્યાસ | [ દિવ્યાનંદ કૃત ] | ૧—૮—૦ |
| * | આનંદબત્રીસી | [ જદુરાય ખંધડિયા ] | ૨—૦—૦ |
| * | આજકાલ | [ પુરુષોત્તમ પારેખ ] | ૧—૮—૦ |
| * | એકાકી | [ નર્મદાશંકર શુક્લ ] | ૧—૪—૦ |

### વર્ષ ૩ જું

| | પુસ્તક | લેખક | કિંમત |
|---|---|---|---|
| * | વલ્કલ | [ જસવંત ઠાકર ] | ૧—૪—૦ |
| * | દત્તા | [ શરદ બાબૂ ] | ૨—૦—૦ |

બહાર પડેલાં પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| * | દિગંત | [ મોહિનીચંદ્ર ] | ૧—૮—૦ |
| * | અનુરાધા | [ શરદ બાબૂ ] | ૨—૦—૦ |
| * | યોગી કોણ ? | [ દિવ્યાનંદ કૃત ] | ૧—૮—૦ |
| | | **વર્ષ ૪ થું** | |
| * | ઉમા | [ પ્રહ્લાદજી ] | ૧—૮—૦ |
| * | શોભા | [ ઈંદ્ર વસાવડા ] | ૨-૧૨-૦ |
| * | નિર્મળા | [ પ્રેમચંદજી ] | ૧—૪—૦ |
| * | જીવન નિર્માણ | [ ચિરંતન ] | ૨—૦—૦ |
| | | **વર્ષ ૫ મું** | |
| * | સ્વાધ્યાય | [ ડો. હરિપ્રસાદ ] | ૧—૮—૦ |
| * | કલ્યાણને માર્ગે | [ રમણિકલાલ દલાલ ] | ૨—૪—૦ |
| * | સુભગા | [ સીતારામ શર્મા ] | ૩—૦—૦ |
| * | ગંગાના નીર | [ ઈંદ્ર વસાવડા ] | ૩—૦—૦ |
| | | **વર્ષ ૬ ઠું** | |
| | બ્હેન | [ નિરૂપમાદેવી કૃત ] | ૪—૦—૦ |
| * | ઈશ્વરનું ખૂન | [ શ્રી દિવ્યાનંદ કૃત ] | ૨—૧૨—૦ |
| * | આગીઝંમ | [ શ્રી રામરાય મુનશી ] | ૩—૮—૦ |
| | | **વર્ષ ૭ મું** | |
| * | શ્રી દેવી | [ બંકિમચંદ્ર ] | ૩—૦—૦ |
| | અકળનામાં | [ શ્રી 'બેકાર' ] | ૩—૦—૦ |
| | ચંદા | [ શ્રી ઇંદ્ર વસાવડા ] | ૩—૦—૦ |
| | | **વર્ષ ૮ મું** | |
| | કુંદન | [ શ્રી બંકિમચંદ્ર ] | ૩—૮—૦ |
| | કલાની સહચરી | [ શ્રી. સોમાભાઈ ભાવસાર ] | ૨—૮—૦ |
| | સોરવણાં | [ શ્રી વિનોદ ભટ્ટ ] | ૨—૮—૦ |
| | | **વર્ષ ૯ મું** | |
| | પ્રયાણ | [ શ્રી ઈંદ્ર વસાવડા ] | ૩—૮—૦ |
| | રાજલક્ષ્મી | [ શ્રી. પ્રહ્લાદજી ] | ૪—૦—૦ |

ન હો તો તુરત એક પોસ્ટકાર્ડ લખી જણાવો

### વર્ષ ૧૦ મું

| | | |
|---|---|---|
| ક્રાન્તિનાદ | [ શ્રી દિવ્યાનંદ ] | ૩—૦—૦ |
| સોહાગણ ભા. ૧ | [ શ્રી રમાકાન્ત ગૌતમ ] | ૨—૪—૦ |
| સોહાગણ ભા. ૨ | [ શ્રી રમાકાન્ત ગૌતમ ] | ૨—૪—૦ |

## નૂતન ગ્રંથમાળા

વાર્ષિક લવાજમ રૂા. ૮—૦—૦ પોસ્ટેજ સહિત

### વર્ષ ૧ લું

| | | |
|---|---|---|
| ત્રણ હૈયાં | [ શ્રી કૃષ્ણલાલ શાહ ] | ૨—૧૨—૦ |
| જીવનસાથી | [ શ્રી ડુંગરસી સંપટ ] | ૨—૧૨—૦ |
| રાજા વિશળદેવ ભા. ૧ | [ શ્રી ધનશંકર ત્રિપાઠી ] | ૨—૦—૦ |
| રાજા વિશળદેવ ભા. ૨ | [ ,, ] | ૨—૦—૦ |

### વર્ષ ૨ જું

| | | |
|---|---|---|
| રૂપાં | [ શ્રી કૃષ્ણલાલ શાહ ] | ૨—૮—૦ |
| પ્રેમળ જ્યોત | [ શ્રી મુરલી ઠાકુર એમ. એ. ] | ૨—૮—૦ |
| નિશિગંધા | [ શ્રી 'સત્યમ્' બી. એ. ] | ૨—૮—૦ |
| ત્રણ પાંખડી | [ શ્રી નીરુ દેસાઈ ] | તૈયાર થાય છે. |

### બાળકોના પ્રકાશનો

| | | |
|---|---|---|
| કલમની પીંછીથી | [ ગીજુભાઈ ] | ૦—૪—૦ |
| હરતાં ફરતાં | [ સોમાભાઈ ] | ૦—૪—૦ |
| કાસમ ચાઉસ | [ હિંમતલાલ મર્થક ] | ૦—૪—૦ |
| ઓલિયો મત | [ દિનેશ ઠાકોર ] | ૪—૦—૦ |
| સુરભી | [ ડો. શિવુભાઈ ] | ૦—૮—૦ |
| દહીંવડાં | [ હિંમતલાલ મર્થક ] | ૦—૬—૦ |
| ધરતીનો બાળ મેળો | [ ઈંદુભાઈ ભટ્ટ ] | ૦—૬—૦ |
| ચોખવટથી વાત કરજો | [ શ્રી દિનેશ ઠાકોર ] | ૨—૮—૦ |

— લખો —

**નવચેતન સાહિત્ય મંદિર : ભદ્ર : અમદાવાદ.**

નૂતન ગ્રંથમાળાના આપ ગ્રાહક છો?

આ પ્રકાશન સંસ્થાએ નવો જ યુગ સર્જ્યો છે.

## પ્રકરણ ૧ લું

### શહેરનાં શરનામાં

રાવસાહેબે સાડી જોઈ અને બારણામાં અટકી ગયા.

'માફ કરજો–મારા મનથી તમે એકલા જ છો.' રાવસાહેબે ગૃહસ્થાઇથી વીણાના મોઢા સામે ન જોયું, વળી મદનલાલજી પોતાની રુમોમાં બહુ ઠંડું અજવાળું રાખતા હતા. એ બધામાં જ કલામય થવાનો પ્રયાસ કરતા હતા, એટલે બહારના અજવાળા પછી રાવ-સાહેબને જરા ઝાંખું દેખાયું.

'જો તમે કામમાં હો તો...'

'ના, ના–મિસ દેસાઈ–આ રાવસાહેબ દેસાઈ.'

વીણા હસતી હસતી ઊભી થઈ ને સામે આવી હાથ જોડ્યા.

'દરબારકાકા, તમને નવ ગજના નમસ્કાર.'

'વીણા ! પ્રભુ બચાવે !' આ સાહસજીવી ગૃહસ્થના પગમાંથી તાકાત સરી પડી અને ખુરશી ઉપર બેસી પડ્યા.

'કાકાસાહેબ, તમને શોધવા આખું મુંબઈ ખૂંદી વળી.'

'કાકાસાહેબ !' મદનલાલજીનો પડઘો પડ્યો.

'આ મારા કાકા થાય છે.'

'કાંઈ ભૂલ તો નથી થતી–એટલે કે આજ તમારા...' મદનલાલજીને જે પૂછવું હતું તે સમજાવવાના શબ્દો ન જડ્યા એટલે ચૂપ થઈ ગયા.

'વીણા, અહીં ક્યાંથી ?'

'આ મિ. મદનલાલ સાથે ચા પીવા આવી.'

'પણ—પણ—મદનલાલ સાથે શું કામ ?'

'એમણે મને બોલાવી એટલે.'

'પણ તું એમને ક્યાંથી ઓળખે ?'

'સ્ટુડીઓમાં ઓળખાણ થયું.'

'સ્ટુડીઓ ?'

મદનલાલને બોલવાનું ભાન આવ્યું.

'મારી એક ફિલમમાં એ કામ કરે છે.'

રાવસાહેબ અડધા ઊભા થઈ ગયા. પાંચછ વખત એમની આંખો પટપટી ગઈ.

વીણાએ રાવસાહેબને આવા અસ્વસ્થ બીજી વખત જોયા.

'એટલે, તું સિનેમામાં કામ કરવા ગઈ છે ?'

'હા—અને તે પણ નાચમાં.'

'નૃત્યમાં.' મદનલાલે સુધાર્યું.

રાવસાહેબ સાંભળી રહ્યા. મિલિટરી મૂછો ઉપર હાથ ફેરવતા થોડો વખત શાંત રહ્યા.

'હવે સમજ્યો.' એમના મુખ ઉપર પાછું અસલ સ્મિત રમી રહ્યું. આ પરિસ્થિતિનો તોડ એમને જડી ગયો, એમ વીણાને ખાત્રી થઈ ગઈ. રાવસાહેબ ઊભા થઈ તાપણી પાસે ગયા.

'હવે સમજ્યો, તારા કાગળમાં તું કહેતી હતી કે સિનેમામાં કામ કરવાનો તને શોખ થયો છે. જુઓને મદનલાલ ! એ જરા મુંબઈ મોડી આવવાની હતી. એણે મને કહેલું કે સિનેમાનો એને શોખ છે ત્યારે મેં એને શિખામણ આપેલી; જો બરાબર કામ શીખવું હોય તો છેક નીચલે પગથીએથી શરુ કરવું જોઈએ, તોજ ટોચે પહોંચાય.'

'હું પણ હવે સમજ્યો.' મદનલાલજીની પણ વિમાસણ શમી ગઈ. રાવસાહેબ ખીલ્યા.

'જાતમહેનતથી આગળ વધવું એ માણસની કસોટી છે. ઘણીખરી મોટી હીરોઇન આજ પ્રમાણે પ્રથમ પંક્તિમાં આવેલી; પણ મદનલાલજી આ વાત તમારી માશીને કહેવામાં કાંઈ સાર નથી. વખતે ગેરસમજ થવાનો સંભવ છે.'

'ખરી વાત છે.' લેખકે સંમતિ આપી.

'અને વળી 'નાચ...'

'એ શબ્દ મને પણ નાપસંદ છે.'

'એનો ખ્યાલ જ.'

'બાજબી જ છે, એટલે કે નથી.'

'સમજદાર માણસની આ જ ખૂબી છે. હું તો એ કહેવા આવ્યો હતો કે આજે રાત્રે મારે ત્યાં તમારે અને તમારી માશીને જમવા આવવાનું છે, તે ભૂલશો નહીં.'

'હું તે ભૂલું!'

'જગ્યા યાદ છે ને? સૂર્યમુખી મહાલ–નેપિયનસી રોડ. હવે હું આંડ હોટલમાં નથી. બંગલો જ ભાડે રાખ્યો છે.'

'તેથી જ મને તમારો પત્તો લાગ્યો નહીં.' વીણા બોલી ઊઠી: 'ત્યાં તો કહે તમારું નામ પણ કોઈ જાણતું નથી.'

'ગધેડા, આ હોટેલના જમાદારો ગાંડાની ઇસ્પિતાલમાંથી આવે છે. નવો હશે. મદનલાલજી સાત વાગે–સાહેબજી. ચાલ વીણા.'

'સાહેબજી, મિ. મદનલાલ.'

'સાહેબજી, મિસ દેસાઈ, ફરીથી મળીશું.' મદનલાલજીએ જતે જતે એક મદનાસ્ત્ર આંખમાંથી છોડયું. વીણા નાઠી.

બહાર જઈને રાવસાહેબે એક છુટકારાનો દમ ખેંચ્યો.

'વીણા, આ વિકટ પ્રસંગ મેં જરા સમયસૂચકતાથી પાર ઉતાર્યો ખરો.'

'જો હડહડતું અસત્ય બોલવું એ હોંશીઆરી કહેવાતી હોય, તો વાત ખરી.'

'અસત્ય !–વીણા, સમજ–અસત્ય એટલે સત્યના કેટલાક કળામય રૂપ–ટૂંકમાં અસત્યો જીવનના ઉદ્ધારક છે. જો પેલાં માશીબા જાણત કે મારી ભત્રીજી સિનેમા–એક્ટ્રેસ છે, તો મારી શ્રીમંતાઈ માટે વહેમ ખાઈ જાત. એ ભલી બાઈને સિનેમા–એક્ટ્રેસ માટે ખાસ તિરસ્કાર છે; કારણ એના ભાણેજને એક સિનેમા–એક્ટ્રેસના પંજામાંથી છોડાવવામાં એને આબરૂ અને પૈસા બન્નેનો સારો જેવો ધોકો પહોંચ્યો હતો. મદન તો નહીં બોલે, પણ વીણા તેં આ પગલું શું કામ ભર્યું ?'

'મારો નાચ–માસ્તર પણ મને એમજ કહે છે કે 'આ પગલું શું કામ ભર્યું ?'

'ત્યારે કયું ભરૂં ? હું, મુંબઈ–અને વીસ રૂપીઆ સિવાય બીજું મારે કોણ હતું ?'

'પણ મામાને ત્યાં કેમ ન રહી ?'

'તમે મામાને ઓળખો છો ?'

'ના.'

'ઓળખતા હોત તો આ પ્રશ્ન ન કરત. જ્યારે એમણે નોકરને રજા આપી અને એ જગ્યાએ મારી નિમણુક કરી એટલે મેં રાજીનામું આપ્યું.'

'શું બોલે છે ? મેં તો તારા મામાને તારા માટે જુદો જ ખ્યાલ આપ્યો હતો.'

'તે હું સમજી ગઈ હતી. લાખો રૂપીઆની મિલકત મને રોજ દેખાડતા હતા, અને જ્યારે મેં કહ્યું કે મારી મિલકત રૂપીઆ વીસ છે ત્યારે એમનું મોઢું તમારે જોવું હતું.'

'તેં કહ્યું ?'

'જરૂર કહ્યું.'

'અરે છોકરી–તારામાં–તારામાં ઝીણવટ નથી. તારી મા પણ એવી જ હતી. કોઈ અટપટો પ્રસંગ સિફતથી કેવી રીતે સાચવી લેવો, એનો ખ્યાલજ નહીં. ખરી વખતે નકાર ભણતે આવડે જ નહીં. ઘણો ઊંચો ગુણ, પણ અડચણકર્તા. ભલે તું આવતી રહી પણ મને ખબર તો આપવી હતી.'

વીણાએ દેવોને અરજ કરી.

'આ માણસને હું શું કહું ? પણ તમને કેવી રીતે પુછાવું ? તમે તો હવામાં ઊડી ગયા ? મારે ખાવું ક્યાંથી ? વારુ–હોટેલમાં હતાજ નહીં તો ત્યાંથી કેમ કાગળ લખ્યો ?'

'એક દૃષ્ટિએ કે હું તે વખતે ત્યાંજ હતો.'

'મને દિવ્ય દૃષ્ટિ નથી. તમે ધારો છો એવી હું હોંશીઆર નથી.'

'તે વખતની મારી સ્થિતિ જરા અસ્થિર હતી. મેં મુસાફરીમાં મોટી ઓળખાણો કરેલી અને મુંબઈની પણ મારી ઓળખાણ બધાં અમીર, ઉમરાવો તેમજ શ્રીમંત વર્ગની છે. કોણ જાણે કેમ પણ જે મારા સમાગમમાં આવે છે તે બધાને હું શ્રીમંતજ હોઈશ એવો ખ્યાલ આવે છે. એ ભૂલ સુધારવી મને યોગ્ય ન લાગ્યું. શ્રીમંતોની એક અગત્યની ખાસિયત હોય છે કે એમની મિત્રાચારીનું પ્રમાણ બેન્કની પાસબુક ઉપરજ હોય છે, મુંબઈમાં આ સ્થાન કેવી રીતે સાચવી રાખવું એ એક કોયડો થઈ પડયો. મદનની માશીબા–દેખાવની જીવતી ઢાંકણ–પણ રીઝર્વ બેંક કરતાં વધારે શ્રીમંત–એની સાથે ઓળખાણ ટકાવી રાખવા માટે વર્લીની ચાલીનું શરનામું અપાય! પણ મારા

કિસ્મતે જોર કર્યું. મને મારો જૂનો આર્ડલી મળી ગયો. એ ગ્રાંડ-હોટેલમાં દરવાન હતો. ત્યાં મેં તપાસ કરી અને ખાલી જગ્યા મળી તે લઈ લીધી.'

'પણ ગ્રાંડ હોટેલનો ખર્ચ ક્યાંથી લાવ્યા ?'

'કોણે કહ્યું ભાડે રાખી લીધી? મારો આર્ડલી મારા ભૂત-કાળના ઉપકારો ભૂલ્યો ન હતો, એટલે અમે એક તાગડો રચ્યો. મેં મારા મિત્રોને ત્યાંનું શરનામું અને ટેલિફોન નંબર આપ્યા. કાગળો આવે તે મને મારી ખોલીમાં આપી જાય અને ટેલિફોન આવે તે ખબર આપે. કોઈ મળવા આવે તો કહે કે બહાર ગયા છે. યુક્તિ તો સંપૂર્ણ સફળ નીવડી.'

'ત્યારે કેમ શરનામું બદલ્યું ? હૃદય ડંખ્યું ?'

'મારું હૃદય ડંખતું જ નથી. પણ આ આજકાલની જાહેર-ખબરોએ સત્યાનાશ વાળ્યું. મારા આર્ડલીને થયું કે ડ્રાઈવર થવામાં વધારે લાભ છે. એટલે એણે નોકરી છોડી દીધી.'

'અને તમને ઘરબાર વગરના કરી મૂક્યા ?'

'થોડા સમય માટે, પણ સત્યનો હંમેશાં જય છે. એનો એક મિત્ર હતો તે સૂર્યમુખી મહાલનો માળી છે. ત્યાં એક ગૃહસ્થ ઉપલે માળ રહે છે. તે કલકત્તા ગયા છે. એની સાથે થોડી આર્થિક વ્યવસ્થા કરી લીધી. ત્યાં મને મજા છે. માળીની વહુ રસોઇ કરે છે. અને ત્યાં હવે હું મિત્રોને ચાપાણી કે જમવા બોલાવી શકીશ. આમંત્રણ સ્વીકાર્યાજ કરીએ અને કદી આપીએ નહીં તો પણ લોક વહેમાય છે. આજે જ એનો ઉપયોગ કરવાનો છે.'

'અને અકસ્માત્ માલિક આવીને ઊભો રહેશે ત્યારે ?'

'એ અશક્ય છે. માળી કહે છે એ તો બેચાર મહિના કલકત્તે રહેવાનો છે.'

'કાકા–તમારી વ્યૂહરચનામાં એક જગ્યા અરક્ષિત નથી.'

'જે કાંઈ સફળતા મને પ્રાપ્ત થઈ છે...' રાવસાહેબે એક વિજેતાના દમામથી સત્ય પોકાર્યું 'તે તમામ મારા બખ્તરમાં એક પણ તડ ન રાખવાનું જ પરિણામ છે.'

વીણાનું માનસ હસી રહ્યું. એની નૈતિક બાજુ જ્યારે એને સતાવતી હતી ત્યારે એના કાકાની વાતચીત એ સતામણી શાંત પાડી દેતી. જો ખીસું કાપ્યું હોય તો પણ રાવસાહેબ એને પરમાર્થનું રૂપ આપી એમાંથી ગુનાના ડંખ જરૂર કહાડી નાંખે.

'તમને શી સફળતા પ્રાપ્ત થઈ? મને મૂકીને તમે તો એક ધનભંડાર હાથ કરવા મેદાને પડયા હતાને?'

'હજી એ ધનભંડાર ઉપર મારો પંજો પડયો નથી, પણ મારી આસપાસ હવામાં એ ગૂંજી રહ્યો છે. મારી આંખ આગળ ઊડતી બેન્ક–નોટોની પાંખોનો અવાજ સંભળાયાજ કરે છે. ટૂંક સમયમાં હું એ ઝડપી લઈશ, મારૂં ધ્યેય હું કદી ભૂલતો નથી. અને એ હું પાર પાડીશ, વહેલું–મોડું પણ તને એક પાકીટ મળશે જેમાં, વીસ–પચાસ હજાર કે પાંચ લાખ રૂપીઆની નોટો હશે. જેના ઉપર એજ શબ્દો હશે 'પહેલો હપ્તો.'

આ દૃશ્યથી પોતેજ ખુશ થયા અને બબડયા.

'પહેલો હપ્તો.'

વીણાએ એક વાર્તા કહી.

'મારા એક દરબારકાકા હતા. તે એક દહાડો, દરવાન પાસેથી બે આના લઈને શહેરમાં સહેલગાહે નીકળ્યા. રસ્તામાં એક ડોશી મળી. તે ચીંથરાં વીણતી હતી. અતિશય ઘરડી અને નબળી જોઈ દરબારકાકાએ એને બે આના આપી દીધા. એ ડોશી મટી એક

'પરી' બની ગઈ અને દરબારકાકાને ત્રણ વરદાન આપ્યાં. દરબાર કાકાએ ત્યાંજ પહેલું વરદાન માગી લીધું કે 'મારે વીણાને એક લાખ રૂપીઆ મોકલવા છે.' પરી બોલી 'અસ્તુ' અને દરબાર કાકા...'

રાવ સાહેબને આ મશ્કરી પસંદ ન પડી.

'ભલે તું બનાવે, પણ ધનસંચય કરવામાં જાદુની કાંઇ મને જરૂર નહીં પડે. તને ખબર છે કે માશીબાને ત્યાં જે શહેરના ધનાઢ્યો એકઠા થાય છે તે એક શબ્દમાં મને લખેશ્રી બનાવી શકે! ઉબાઈ ગએલા, જાડા, તગતગતી ગોળ આંખો અને જંગી ફાંદ, આખો વખત કાંઈને કાંઈ ખાતાપીતાજ હોય છે, એ લોકો એક દહાડામાં આખું બજાર ઉથલાવી શકે છે. જો મારાથી એમનું મન વાંચી શકાતું હોત તો અત્યાર સુધીમાં મેં એક કહેતાં એકવીસ ખજાના એકઠા કર્યા હોત. મારો કહેવાનો મુદ્દો એ છે કે કોઇ દહાડો આ બેપગા ધનના થેલાઓ મોઢું ઉઘાડશે એટલે બસ. તેથીજ હું એ ડાકણને ત્યાં ચોંટયો રહું છું. ત્યાં ભયભિત રહેવું પડે છે, માશીબાનું વજન કપડાં વગર સાડાચાર મણ છે અને સોળ વરસની સુંદરી જેટલો તરવરાટ છે. વળી મારી સાથે ડાન્સ કરે છે, પ્રભુકૃપાથી કોલેજમાં હું ફુટબોલ સારૂં રમતો એટલે પહોંચી વળાય છે.' રાવસાહેબે ભક્તિભાવથી હાથ જોડ્યા.

'પણ ગુજરાન શેના ઉપર ચાલે છે? આ અદ્રશ્ય ચરુઓ આવ્યા સુધી ખાવાપીવાની શી વ્યવસ્થા છે?'

'એની વ્યવસ્થા મેં કરી લીધી છે. અક્કલ ન હોય તે અકળાય. તેં કોઈ દહાડો 'બીમો'નું નામ સાંભળ્યું છે?'

'બીમો! ના ભાઈ. કાંઇ પેટન્ટ દવા જેવું લાગે છે.'

'છેજ, વીણા તું ફિક્કી લાગે છે.' રાવસાહેબ વીણા સામે ધારીને જોવા માંડ્યા.

'તારું લોહી ઊડી ગયું છે.'

'એ તો જરા રિહર્સલનો થાક હશે.'

'તને ખાત્રી છે કે એજ કારણ હશે? આ શહેરની દોડ-મારીને લીધે તારું કૌવત તો ઘસાઇ જતું નથીને? તારા લોહીનાં લાલ કણો જો ઓછાં થવા માંડશે તો તું જાણે છે શું પરિણામ આવશે? મારો એક મિત્ર હતો.'

'બસ થયું, હું તો ગભરાઈ ગઈ.'

રાવસાહેબે મૂછનો આંબળો ચઢાવ્યો.

'એજ મારો ઈરાદો હતો. હજી તે ક્ષયથી પિડાતા મિત્રની વાત ન સાંભળી. એ તો અકસીર છે. શિકાર પૂરો ગભરાય. પછી મારે કહેવાનું કે મારે પણ આજ પીડા હતી પણ 'બીમો' વાપર્યા પછી ગામડાના લોકને પણ તબિયત સુધારવા અહીં બોલાવવા પડે છે. હું આ 'બીમો'ના માલિકને ઘરે ગયો અને કહ્યું કે તમારે તો હજારો એજન્ટો હશે પણ મને ઓળખી લ્યો. શ્રીમંતોનો હું મિત્ર. મારે માટે દરેકનાં બારણાં ખુલ્લાં છે. હું જ્યાં 'બીમો' ઘુસાડી શકીશ ત્યાં તમારા કોઇ એજન્ટો પેસી નહીં શકે. એ વાત એમને ગળે ઊતરી અને આર્થિક વ્યવસ્થા થઇ. જો કે બહુ સંતોષકારક નહીં પણ ટકી રહેવાય છે. તારે જો મારો મહેલ જોવો હોય તો જા. અગાશી ઉપર જજે ત્યાંથી આખું શહેર પથરાએલું દેખાય છે, લે આ ચાવી. હું જરા કલબમાં જઇશ. મારીબાના મહેમાન તરીકે મને આમંત્રણ છે.'

× × ×

વીણાએ 'સૂર્યમુખી મહાલ' શોધી કહાડ્યો. ભવ્ય મકાન

હતું. આસપાસ બિલકુલ શાંતિ હતી. મુંબઈમાં આવ્યા પછી આ પહેલીજ વાર એણે શાંતિ અનુભવી. શહેરનો જરાય સંસર્ગજ ન હોતો. એ મકાનમાં ગર્ભ. ગાલીચા, સોફાઓ, ચોપડીઓ સુવ્યવસ્થિત ગોઠવેલાં હતાં. એના શરીરના સ્નાયુઓ એની મેળે આરામ ભોગવવા લાગ્યાં અને મનનો બોજો જાણે હલકો થવા લાગ્યો. એ કાકાવાળો ભાગ તપાસવા લાગી. વીણાને ખાંખાખોળાં કરવાનો શોખ હતો. એક બાજુ ટેબલ ઉપર નાની મોટી છબીઓ હતી. એની વચ્ચે એક નાની છબી હતી. વીણાએ તે ઉંચકી અને બારી પાસે લઈ ગઈ. આ છબીને આટલા માનનું સ્થાન આપવાનો શો ભેદ હશે તે જાણવાની એને ઉત્કંઠા થઈ.

આ છબી કોઈ શીખાઉએ લીધી લાગતી હતી પણ શીખાઉઓનો ઉત્સાહ ચાલુ રાખવા જે એમને અકસ્માત સફળતા મળે છે તેમાંનો આ એક સફળ પ્રયોગ હતો. એક જૂના ઘરના આગલા દરવાજામાં એક નાની છોકરી ફ્રોક પહેરીને ઊભી હતી. એક હાથમાં સાંકળ હતી અને બીજા હાથે એક કુતરાને થાબડતી હતી. સૂર્યનું તેજ આકરૂં હશે. કારણ છોકરીની આંખ અર્ધમીંચેલી હતી અને હસવાનો પ્રયાસ હતો. વીણાને પ્રથમ વિચાર આવ્યો કે કેવી સરસ છોકરી છે. એના હૃદયે ઉછાળો માર્યો. એ છબી તો એનીજ હતી.

એકજ છલંગમાં સ્મૃતિ ભૂતકાળમાં કૂદી પડી. છબીનો તડકો એને લાગવા માંડયો. ચૌદ વરસના ચંદુનો અવાજ સંભળાયો. એનો પહેલોજ કેમેરા અને પહેલીજ છબી. 'હાલીશ નહીં'ની આજીજી કરતો હતો. કાંઇ કેમેરા સજ્જડ થઈ ગયો હતો અને એ ચાવીઓ મરડતો હતો. એટલામાં કાંઇ કટાક થઇ ગયું અને ચંદુએ કહ્યું કે છબી પડી ગઈ. જો નંબર ફર્યો હશે તો તો બરાબર આવશે નહિ તો એક ગાયની છબી સાથે એની છબીનું મિશ્રણ થશે. હવે ચંદુ તો

બાયડો થઈ ગયો. એ પણ બહેરી થઇ. કૂતરો તો મરી પણ ગયો, અને એ યાદગીરીના પડઘા આ પારકા રૂમમાં મળી આવ્યા.

અંધારું થવા માંડયું. એણે છત્રી પાછી ગોઠવી દીધી. કોઈ ‘ પરી અને રાજકુમારી ’ જેવો એને ભાસ થવા માંડયો. જાણે કોઇ રાક્ષસના કિલ્લામાં પુરાએલી હોય અને બહાદુર યુવક બચાવવા આવતો હોય અને એના પગલાંનો અવાજ સંભળાય. થબ–થબ–થબ.

વળી વીણાનું કાળજું ઉથલાયું. આ અવાજ પગનો જ હતો. કોઇએ બારણું બંધ કર્યું, એ સડક થઈ ગઈ અને કાન શરવા થયા. શાંતિનું સત્યાનાશ કરતો અવાજ આવ્યો.

‘ વીણા–મધુર મધુર કછુ બોલ.

એક ક્ષણ તો વીણાને સમજણ ન પડી કે એ ગભરાણી કે એને નિરાંત થઈ. આ અવાજથી ભેદી વાતાવરણ તો નષ્ટ થઈ ગયું. કારણ રાક્ષસો ચાલુ સિનેમાના ગાયનો ન ગાય, પણ ઘરમાલિક જરૂર ગાય અને અત્યારે ઘરમાલિક એની નજરમાં રાક્ષસ જ હતો. ધારો કે કોઈ ચીડિયો, કંજૂસ માણસ નીકળ્યો તો ? ’

શાંત મહીં ઝણકાર સુણા દે,
જીવનકે સબ તાર હીલાદે.
એક બાર ફીર મધુર ધ્વનીમેં
મંજુર મનહર કર કલ્લોલ
વીણા મધુર મધુર કછુ બોલ.

આ તો અવાજ બહુ જ પાસે આવી લાગ્યો. લગભગ બારણા પાસે.

આજ નહીં વહ રાગ સુનાતી
જીસસે જડમેં ચેતન આતી

વીછડ જાય ના તેરે સાથી
સંજીવની અમૃત રસ ઘોળ

બારણામાં પડછાયો પડ્યો. એક હાથ ભીંત ઉપર ફરવા માંડ્યો.

'વીણા, કમબખ્ત તું ક્યાં છે એ તો બોલ.'

વીજળીની સ્વીચને સંબોધીને આ હતું, વીણા ખૂણામાં ભરાઈ. ઓરડો અજવાળાથી ભરાઈ ગયો અને બારણામાં બિપીન ઊભેલો દેખાયો.

'વી...વીણુ...વીણા!'

ગાયન ઊડી ગયું. એક ક્ષણ બંને એકમેક સામે આશ્ચર્યથી જોઈ રહ્યાં. વીણાનું મન એટલું હળવું થયું કે એના પગ જાણે જમીનથી અદ્ધર થઈ ગયા લાગ્યા. એની આંખમાં મસ્તી આવી.

'શું બોલું?'

'વીણા?'

'કે આ તે વીણાનું ભૂત! આ હું શું દેખું છું?'

બિપીન ન હસ્યો. આગળ આવીને બીજી બત્તી કરી અને વીણાની પ્રદક્ષિણા કરી.

'કેમ ખાત્રી થઈ?'

'બરાબર, રામરાજ્યના ગાયનમાં જે ભૂલ હતી તે મેં સુધારી. તેનું પરિણામ જોયું? કઈ ભૂલ હતી કહે જોઈએ?'

'બીના મધુર–મધુર કછુ બોલ.'

'બરાબર–પણ ત્યાં વીણા જોઈએ ખરું ને? પણ તું–એટલે તમે ક્યાંથી? મેં તમારી આશા નહોતી રાખી.'

'તારી મેં પણ આશા નહોતી રાખી.'

બિપીન ચૂપ થઈ ગયો. આ વાતચીતમાં એને સમજણ ન પડી.

'તેં મારી આશા નહોતી રાખી?'

'બિલકુલ નહીં.'

'પણ-તું જાણુતી નથી આ મારું ઘર છે?'

'ઉં-હું.'

'પણ તું અહીં આવી કેવી રીતે?'

એનો આ સચોટ પ્રશ્ન હતો. અત્યાર સુધી એને જે જાદુ લાગ્યા કરતું તે આ પ્રશ્નથી ભેદ ખુલી જવો જોઈએ. જો એ જાણુતી ન હતી કે એ અહીં રહેતો હતો તો આવી કેવી રીતે? શા માટે? કાંઈ માનસિક મોજાં અથડાયાં હશે તેનાથી તણાઈને આવી હશે. એ તો ન બને. કાંઈ સ્થૂળ કારણુ જ હશે.

વીણાને શું કહેવું સમજાયું નહીં-બહુ અટપટી વાત હતી તે કેમ અને ક્યારે સમજાવી રહેવાય! એણેજ સવાલ કર્યો.

'તમે મુંબઈ ક્યારે આવ્યા?'

'આજેજ, પણ તમે વાત કેમ ઉડાવો છો? તું અહીં ક્યાંથી? મારા ઘરમાં!'

'બહુ લાંબી કથની છે.'

અવાજમાં દુ:ખ અને કંટાળો બંને દેખાયાં. બિપીન જરા દીલગીર થયો. એને લાગ્યું કે એણે વીણાની દુ:ખદ સ્થિતિ માટે કાંઈ જ દીલસોજી દેખાડી નહીં. શ્રીમંતમાંથી એકદમ ગરીબ થઈ ગઈ તેનું આશ્વાસન આપવું તો રહી જ ગયું. અને એના ઘરમાં કેવી રીતે આવી તે જાણીને ફાયદો શો? એ કલકત્તાથી એને જ

શોધવા દોડતો આવ્યો હતો અને એ આંગણામાં જ એ મળી એનો ઉપકાર માનવાને બદલે ઊલટો એને સતાવતો હતો.

'તો રહેવા દે. મરજી પડે ત્યારે કહેજે.'

એણે નવી દષ્ટિએ વીણાને જોઈ. કલકત્તામાં જે ગરમાગરમી થઈ હતી તે સમય જતાં નાશ પામી ગઈ હતી.

'વીણા, તું આવતે વેંત જ જડી એ મારાં કયાં પુણ્યોએ જોર કર્યું ? હું બધું જાણું છું.'

'હું સફાચટ થઈ ગઈ તે ?'

'હા, મને ચંદુએ કહ્યું. મને બહુ જ ખરાબ લાગ્યું.'

'ઈશ્વર ઇચ્છા.'

વળી વાત ખૂટી. બંનેને નરેન્દ્ર યાદ આવ્યો. નરેન્દ્રનું ભૂત વચ્ચે આવ્યું. આ અશાંત વાતાવરણ તોડવા બિપીને બોલવા માંડયું.

'જગ્યા ગમી ?'

'દરબારકાકાને તો ગમી લાગે છે.'

'દરબાર કાકા ? અરે હા તારા કાકા ?'

'હા.'

'પણ એ તો અહીં કદી આવ્યા જ નથી.'

'આવ્યા નથી ? આજે તો અહીં એ પાર્ટી આપવાના છે.'

'એ–એ–શું આપવાના છે ? શું કહ્યું ?'

'ખરી વાત છે. મેં આ વાત પૂંછડેથી શરુ કરી. જુઓ સાંભળો. પણ તમે બહુ જ ગુસ્સે થશો. અને ધાંધલ કરી મૂકશો.'

'ચંદુના કહ્યા પ્રમાણે ગૃહસ્થ લોકોથી ધાંધલ ન થાય. અને ગુસ્સો તો તારા ઉપર કરવો અશક્ય છે.'

'તો હું જ જોખમ ખેડું. એ તો ઠીક છે કે હું એક બહાદુર

ભાળા છું. નહીં તો આ બધું કાકા ઉપર છોડી ક્યારની નાસી ગઈ હોત.'

'એ તો નજ કરીશ. તું મળી ગઈ એ ચમત્કારનાં શુભ ફળ મને ભોગવવા દે. તારે ફાવે તે કહે.'

'બહુ ગુસ્સો ચઢશે હો.'

'તારા ઉપર કદી નહીં.'

'મારા ઉપર તો નહીં જ સ્તો. મેં તો કાંઈ કર્યું નથી. આ નાટકમાં હું તો નિર્દોષ હિરોઇનિ છું. પણ દરબારકાકાની જે વલે થાય એ ખરી.'

'તારો કાકો એટલે બચી જશે. વળી નાનપણમાં મને એણે સોટીએ સોટીએ ફટકાર્યો હતો, એટલે એ પણ અમારો જૂનો સંબંધ છે. બધું જ કહી દે.'

વીણા ક્યાંથી શરુ કરવું એ શોધવા માંડી. આ વાતની શરુઆત કરવી જરા કઠિન કાર્ય હતું.

'તમે મોર સીંધવાણીનું નામ સાંભળ્યું છે?'

'વાત ઉડાવે છે?'

'ના, ના. કહોને સાંભળ્યું છે?'

'પેલો બારવટીઓ ને?'

'હા, એજ. દરબારકાકા એના સીધા વંશજ છે. એ જ મુદ્દો છે.'

'આ કોયડો જરા વધારે ઉકેલાય એમ નથી?'

'ચાર શબ્દો કહી શકાય એમ છે પણ તમને પસંદ પડશે?'

'આગળ વધો.'

'દરબારકાકાએ આ તમારું ઘર ચોરી લીધું છે.'

'સમજ્યો—મારું ઘર ચોરી લીધું છે. વાહ કેટલું સરળ!'

'મને વહેમ હતો કે નહીં સમજાય. બધીજ હકીકત કહેવી પડશે.'

બિપીન સાંભળી રહ્યો. એને કંટાળો તો ન જ આવ્યો.

'આમ વાત બની છે.' વીણાએ પૂર્ણાહુતિ કરી.

બિપીન મૂંગો રહ્યો. આ વાત પચાવવી જરા મુશ્કેલ હતી.

'આ તો પેલી જાહેરખબરો આવે છે ને 'ભાડાં શું કામ ભરો છો. તમારૂં જ મકાન લઇ લ્યો.' એનું એક રીતે પાલન છે.'

'ટૂંકામાં એમ જ છે.'

બિપીન ખડખડાટ હસી પડ્યો.

'રાવસાહેબનો જોટો નથી. તદ્દન અમૃતબિંદુ જ છે.'

વીણાના હૃદયનો વેગ વધવા માંડ્યો હતો તે પાછો સ્થિતિસ્થાપક થઈ ગયો.

આવી વાત બિપીનને કહેવી એ એને આકરું લાગ્યું હતું. એને બિપીનની હસી કાઢવાની શક્તિનો અનુભવ હતો, પણ પોતાનું જ મકાન કોઇ આ પ્રમાણે ચોરી લે એ પ્રસંગની હાસ્યની બાજુ વખતે ન દેખાવાનો ભય હતો.

'તમે ગુસ્સે તો ન થયા. મને નિરાંત થઈ.'

'ન જ થાઉં.'

'તમારા સિવાય બધાય થાય.'

'તો એ બધા નકારા ગણવા.'

'માલિક તમે નીકળ્યા એ નશીબ—કોઇ બીજો હોત તો મારી શી દશા થાત?'

'હમણાં થયું તેજ. એ પણ બે મિનિટમાં તારો સેવક થઈ જાત તારી સામે કોણ ટકે?'

'ખોટાં વખાણ પણ કોને ન ગમે ?'

'મારાથી જૂઠું બોલાતું જ નથી. હરિશ્ચંદ્ર મારો ચેલો થાય.'

'તો દરબારકાકો પાર્ટી આપી શકશે ?'

'મારા આશીર્વાદ સાથે.'

'આ પાર્ટી બહુ મહત્ત્વની લાગે છે. કોઇ મિસિસ રોબોટને જમવા તેડી છે.'

'મારીબા ?'

'હા–તમે ઓળખો છો ?'

'બહુ સારી રીતે–એને કલાનો શોખ છે. આતિથ્યાં બેગમની સ્પર્ધા કર્યા જ કરે છે. લેખકો, ચિત્રકારો, કલાકારોને એકઠા કરે છે. મેં ચંદુને એના ઉપર એક કાગળ પણ લખી આપ્યો છે.'

'ચંદુને !'

'હા–એ પણ મારી બે દિવસ પહેલાં જ આવ્યો. અહીંયાં જ આથડતો હશે.'

વીણા જરા હતાશ થઈ. ચંદુ મિત્ર હતો પણ એ નરેન્દ્ર પ્રકરણનું એક મુખ્ય પાત્ર હતું. એ ભલો હતો એટલે ગમે તેમ લવારો કરતો અને બાફી મારતો. એ જરૂર નરેન્દ્રની વાત ઉકેલવાનો.

વીણા મૂંઝાઈ ઊઠી.

જ્યારે નરેન્દ્રની યાદગીરી વીણાને મુઝવી શકતી તો વાતચીત તો ગાંડીજ કરી નાખે. બિપીન જોઇ રહ્યો હતો. એ વીણાનો મૂંઝારો સમજી ગયો.

'એને મળવાની કાંઈ જરૂર નથી.'

'નહીં ?–નથી ?' વીણાના અવાજમાં શંકા હતી.

'મુંબઈ મોટું શહેર છે, પણ એ તો મને કહે કે રાવસાહેબ રાત્રે પણ અહીં રહે છે.'

વીણાએ આંખથી આભાર માન્યો. બિપીન 'બોલે એટલે બોળે' ની મંડળીનો નહોતો જ. એણે સમજાવી દીધું કે એ વીણાની ખાનગી વાતમાં માથું મારવા નહોતો માગતો. એણે સફાઈથી આખો વિષય ઉડાવી દીધો.

'ના–એ કહેતા હતા કે સૂતા નથી.'

'ચાલો એટલી મહેરબાની. કૃપા કરી રાત્રે બારેક વાગે હું આવું તો જલસો પૂરો થઈ ગયો હશે નહીં? મારશાબા તો જ્યાં તે જમણ પૂરું થયું કે તરત જ કોઈ મોટી હોટેલમાં 'ડેન્સ' કરવા જવાના જ. એના પગ થનગન્યા જ કરે છે.'

'તમારી કેવી રીતે માફી માગું?'

'ન બોલીને–'

બિપીન ઊઠ્યો. વીણાએ પેલી છબી ઉતાવળમાં ઊંધી મૂકી હતી તે બિપીનથી સહન નહોતું થયું. છેવટે એણે ઊભા થઈને સમી કરી.

'એ છબી તમે ક્યાંથી લાવ્યા?'

'તેં જોઈ?'

'તમે આવીને મારો જીવ ઊંચાટી મૂક્યો, તે પહેલાં હું એ જ જોતી હતી.'

'ચૌદ વરસ પહેલાં ચંદુ પાસેથી મેં એ આની લીધી હતી.'

'ચૌદ વરસ પહેલાં?'

'આવતે મહિને ચૌદ થશે. મેં એના પાંચ રૂપિયા આપ્યા છે.'

'પાંચ રૂપિયા–કેવો હરામી, મારવાડી, તમારી તો તમામ મિલકત એણે લઈ લીધી હશે?'

'જરા વધારે, મારી પાસે તો સાડાત્રણ રૂપિયા હતા. પણ બાનું પાકીટ બહાર રહી ગયું હતું. ચોરીનું નૈસર્ગિક વલણ અને ચપ્પુનું ફળ એ એના જોરે પાકીટ ઉઘાડી નાખ્યું. આટલા જલદી હું કદી પૈસા કમાયો નથી. જો કે તે વખતે તો યુગ વીતી ગયા જેવું લાગ્યું. કોઈની પૈસાની પેટીના કાણામાંથી સીક્કા કાઢવા એ કેટલું કઠિન કામ છે એ ખબર છે? પણ તને શો અનુભવ ?'

'ગુનો કરવો પડ્યો?'

'ફળ જોતાં ગુનો કુરબાન હતો.'

'ત્યારથી છબી સાચવી રાખી છે?'

'મારીબાનું ધન પણ એ છબી ખરીદી ન શકે.' બિપીન ઉશ્કેરાઈ ગયો.

'જો કે એમણે હજી માગણી કરી નથી.'

વીણાના હૃદયમાં કોઈ અજાણ્યો ફફડાટ થવા માંડ્યો. આ બિપીન એને નવીન પુરુષ દેખાયો. એની આંખેથી જાણે કોઈ પડદો ખસી ગયો હોય એવો ભાસ થયો. એને એક ક્ષણ માટે બિપીનનું હૃદયદર્શન થઈ ગયું. એ જરા શરમાઈ.

'મારો કૂતરો મરી ગયો.'

'મને બહુ ગમતો હતો.'

'કાંઈ ખાવામાં ઝેર આવી ગયું—ઓહો કેટલું જૂનું લાગે છે.'

'મારી તો આંખ આગળ રમ્યા જ કરે છે. તમારા ઘરમાં કોણ રહેતું હશે?'

'કોઈક ભાટિયા રહે છે ખરા.'

એટલામાં બહારની ઘંટડી વાગી અને સ્વપ્નાં ઊડી ગયાં.

બિપીન ઊભો થયો.

'રાવસાહેબ.'

'તમે બારણું ઉઘાડશો ?'

'વિચાર તો એ જ હતો.'

'પણ તમને જોઇને ડચાઈ નહીં જાય ?'

'એ એમનું ભાડું, આ ધંધામાં મને સાધારણ તો આનંદ મળવો જોઇએ ને!'

બિપીન ગયો. દરવાજા આગળથી અવાજ આવ્યો.

'કોણ! તું ક્યાંથી ?'

'હું–અમે–હાજર–કેમ છે ?' ખુશાલીનો પોકાર સંભળાયો. 'તું મળીશ કે નહિ એ વિચાર જ કરતો હતો. ક્યાંનો ક્યાં રહે છે. સ્વર્ગે પહોંચવાની સીડી, હેં !'

વીણા ગભરાઈ. પાંજરામાં પુરાયેલા જાનવરની જેમ નાસવાનો માર્ગ શોધવા માંડી. ચંદુને મળવાના વિચારથી એનાં રૂવાં ઊભાં થઈ ગયાં, એના અવાજથી એના હૃદયના ઘા બધા તાજા થઈ ગયા. બારણાં આગળ કાન ધર્યા. ચંદુ કોટ કહાડતો હતો, એને યાદ આવ્યું કે દરબારકાકા કાંઈ અગાશીની વાત કરતા હતા. એણે બારી ખોલી અને અગાશી દેખાઈ. બહાર જઈ એણે બારી બંધ કરી.

'બિપીન, આમ હું તૂટી પડ્યો તે માટે માફ કરજે. પણ મામલો ગંભીર થઈ ગયો છે. મને જરા ચિંતા થાય છે અને મુંબઈમાં કોઈ સાંભળનાર નથી. તું અહીં હોઈશ તે મને ખાત્રી નહોતી. મેં તારું શરનામું ટેલિફોન બુકમાંથી શોધી કહાડ્યું અને ટપકી પડ્યો. તું ક્યારે આવ્યો ?'

'આજે.'

'મારે આવે બેત્રણ દિવસ થયા હશે. તું મળ્યો એ મારું નશીબ ખુલ્યું લાગે છે. મારે તારી સલાહ લેવાની છે.'

બિપીને ઘડિયાળમાં જોયું. વીણા જતી રહી તે તો એ ધારતો જ હતો. હવે આ ચંદુને કહાડવાનો કિસ્સો એણે શોધવા માંડ્યો.

'તો જલદી લઈ લે. આ ઘર મારા એક મિત્રને આજ સાંજ માટે ઉછીનું આપ્યું છે, બોલ.'

'આ વીણા વિષે છે.'

'વીણા ?'

'હા–હા, વીણા દેસાઈ જ તો. તું ભૂલી ગયો ? મેં તને વાત કરી હતી ને, કે એના તમામ પૈસા ગયા અને મુંબઈ ગઈ તે ભૂલી ગયો ?'

'મને યાદ છે.'

ચંદુને બિપીનના અવાજમાં કાંઈ કારું લાગ્યું. કડકાશનો રણકારો લાગ્યો.

'તું એને સાધારણ જ ઓળખે ને ! નાનપણમાં મળેલાં, પણ એ મારી તો મિત્ર છે અને એણે મારું ગાડું ઉથલાવી પાડ્યું છે. અજાણ્યા શહેરમાં આથડવું ! મને ફીકર થાય છે. મેં આવતે જ એની તપાસ કરી. જો ને નરેન્દ્રને તો એને માટે ઘણી જ ચિંતા ઊપડી છે.'

'એ બેરોનેટનું નામ લાવવાની જરૂર છે ?'

'હું જાણું છું એ તને ગમતો નથી. એનું વર્તન જરા વાંધા જેવું હતું પણ હવે બધું સુધરી ગયું છે.'

'ઓહો–એમ કે ?'

'તદ્દન-પાછું સંધાઈ ગયું.'

'શું સંધાયું?'

'કેમ? એ પાછો વીણાને પરણવા તૈયાર થઈ ગયો છે. એ કહેવા જ હું અહીં આવ્યો છું.'

બિપીનની આંખમાં અગ્નિ પેદા થવા માંડ્યો.

'તું એલચી તરીકે આવ્યો હોય તો...'

'એ જ-એમ જ-પ્રેમનો એલચી-મેં પણ એ જ શબ્દ કહ્યો હતો.'

હું એમ કહું છું કે જો તું એ એલચી તરીકે આવ્યો હોઈશ, વીણા વિષેની ફરીથી વાટાઘાટ ચલાવવાનો ઇરાદો હશે, અને પેલા હરામજાદા, સુવરની ઓલાદ...'

'બિરાદર, એ મારો મિત્ર થાય છે.' ચંદુને દુઃખ થયું.

'આ બનાવ બન્યા પછી પણ તારો મિત્ર રહ્યો હોય તો તારી mental process મારી સમજની પર છે.'

'મારું શું?'

'તારી mental process માનસિક અન્વય ક્રિયા.'

'ઓહો-એ' ચંદુએ પહેલી જ વાર જાણ્યું કે એવી કોઈ ક્રિયા પણ એ કરતો હતો.

'મને તારી સમજણ નથી પડતી. નરેન્દ્રની આ વર્તણુકનો જો કોઈ ખરો ખ્યાલ બાંધી શકે તો તું જ છે. તું ઉચ્ચ કેળવણી પામેલો છે. તારો જીવ બચાવવાને પણ તારાથી નીચ કૃત્ય ન બની શકે. પણ તારા મત પ્રમાણે આ નીચતાના અર્ક નરેન્દ્રની વીણા બાબતની વર્તણુકમાં તને કાંઈ જ અયોગ્ય દેખાતું નથી. તું હજી

પણ પહેલાં જેવો જ એનો ભક્ત છે. તું કલકત્તામાંથી એક ડગ બહાર કદી ન મૂકે. પણ નરેન્દ્રે વિચાર બદલ્યો છે એટલું વીણાને કહેવા તેં હજાર માઈલની મુસાફરી કરી, કારણ હવે એને લાગે છે કે વીણા ખાસ કહાડી નાખવા જેવી નથી, ખરું ?'

ચંદુ ચશ્મા સાફ કરવા માંડ્યો. દબાઈ ગયો. નાનપણમાંથી મોટા થયે માણસો કેમ બદલાતા નહીં હોય ? બિપીન નાનપણમાં આકરો, અજડ જેવો હતો અને મોટો થયે એમાં કાંઇ ફેર પડ્યો લાગતો ન હતો ! એટલો ફેર પડ્યો હતો—જો નાનપણમાં બિપીનનો મિજાજ આટલો જાય તો ક્યારનીયે થપ્પડ મારી હોત પણ અત્યારે એ જીભથી જ બોલતો હતો, તો પણ નરેન્દ્ર વિષે તો એ ભૂલ જ કરતો હતો.

'તું સમજતો નથી. તું કોઈ દહાડો અમ્માને મળ્યો છે ?'

'આમાં અમ્મા ક્યાંથી આવી ?'

'એ જ—બંધુ મારા—સોળે સોળ આના એ જ આવેલી છે. જો એ ન હોત તો કોઈ પણ જાત, ભાત કે રીતનો ડખો થયો જ ન હોત. પણ એણે વચ્ચે મેથી મારી અને બિચારા નરેન્દ્રનું ચિપિયાથી એવું ચામડું ઉતેડ્યું કે એને સગાઈ તોડવી જ પડી.'

'હવે જો તેં બિચારો નરેન્દ્ર કહ્યો છે તો તને આ બારીએથી નીચે ફેંકી દઈશ. એ છાણ-હૃદયના અળશિયાના અવતારને એની મા પણ...'

'તું એને નથી ઓળખતો, એ રાક્ષસોની માતા છે.'

'બરાબર છે, પણ.'

'મળ્યા સિવાય મનાય નહીં !' ચંદુ બબડ્યો.

'ગમે તેવી હોય—પણ કોઈ પણ પુરુષ...'

'એક વખત મળાય તો જન્મારો ન ભુલાય.'

' ચૂપ રહે-હું બોલતો હોઉં ત્યારે વચમાં ન બોલીશ. '

' વારુ. '

બિપીન બારી આગળ જઇને ઊભો રહ્યો. નરેન્દ્ર વિષે એને બહુ બહુ કહેવાનું હતું; પણ ચંદુના બડબડાટે બધું ભુલવાડી દીધું.

' મારે એટલુંજ કહેવું છે કે જો તું નરેન્દ્રનો સંદેશો લઇને આવ્યો હોય તો પ્રભુ તારી ઇચ્છા પાર ન પાડે અને વીણા તને ન જડે. '

ચંદુએ ક્ષયવાળા બકરા જેવી ઉધરસ ખાધી. બિપીન તો બગડતો ચાલ્યો. વિસરાઇ ગયેલું નાનપણ તાજું થયે જતું હતું. અને આ બિપીન જૂનો બિપીન જ ફાટી નીકળ્યો. જેમ નિશાળમાં દાબી દેતો તેજ વિધિ.

' પણ મને તો જડી છે. '

' શું કહ્યું ? '

' એટલે કે મને મળી નથી. એ માટે તો હું તને મળવા આવ્યો. વસ્તુસ્થિતિ જરા બગડી છે અને ઘટ્ટ થતી જાય છે. એ ફિલ્મમાં ગઇ છે. એકટ્રેસ તરીકે અને હવે તું સમજી લે. '

' ફિલ્મમાં ? '

' ફિલ્મમાં. '

' એકટ્રેસ ? '

' એકટ્રેસ. '

' તેં કેવી રીતે જાણ્યું ? '

' અહીંઆં હું આવ્યો એટલે મને એક સી–આઇ–ડી.નો મારો મિત્ર યાદ આવ્યો. તેને મેં મારું દરદ કહ્યું. ' શેરલોક હોમ્સ ' તેં વાંચ્યો છે ને ? મારા મનથી ડિટેક્ટિવો તો ઝીણી આંખના દૂબળા પાતળા, તરવરિયા હશે, પણ આ તો જાડો લઠ. એક મારો કાકો અજીરણથી મરી ગયો એના જેવો જ હતો. આ લોક આવડી મોટી

ચિરુટ શું કામ પીતા હશે ? વાત કરતે એક ઝટકામાં હાથ અડાડયા વગર ચિરુટને મોંની એક બાજુથી બીજી બાજુ સરકાવી દે હોં કે...'

'એ વાત કોઈ લેખકને સોંપી તારી વાત કહીશ ?'

'માફ કરજે, સારું થયું તેં યાદ કર્યું. પછી આ હાં–મેં એને બધું કહ્યું, છબી દેખાડી. એણે કહ્યું અમે શોધી કહાડીશું પણ લાખો છોકરીઓમાંથી કયાંથી જડે ? અકસ્માત્ મને પદ્મા મળી ગઈ.'

'પદ્મા સડેકર ?'

'હા, એજ પેલી 'ઝાંઝવાના જળ'ની ફીલ્મમાં કામ કરતી હતી તેજ–પેલી સિનેમા એ...'

'આગળ ચાલ–એ મેંજ લખી હતી.'

'તું શું કહે છે ? સાબાશ–બહુ સરસ–તદ્દન પાકી નારંગી. આફુસની કેરી, મુંબઇનો હલવો. મેં ચોવીસ વાર જોઈ. એક વખત તો હું એને મારા બે ઓઢિયા...'

'ચંદુ, તારું જીવનચરિત્ર કોઈ વખત હું સાંભળીશ. પણ હમણાં...'

'તદ્દન સાચી વાત. ટૂંકમાં પદ્માએ મને કહ્યું કે વીણા 'ગંડેરી'ના નાચમાં હતી.'

'ગંડેરી ?'

'એજ, કે એવુંજ નામ હતું.'

'ગંગોત્રી ! એ તો રૂસ્તમજીનો સ્ટુડિયો, એ વિષે કાંઇ વાત-ચીત કરવા મને પણ બોલાવ્યો છે. હમણાં જ ફોન આવ્યો હતો. વીણા એમાં છે ?'

'એતું શું થાય ? વીણાથી આવી નોકરી થાય ?'

બિપીન આંટા મારવા માંડયો. રૂસ્તમજીની ફિલ્મમાં મોટી નામના હતી.

'નજ થાય.'

' નરેન્દ્રને પણ આ તો પસંદ નહીંજ આવે. '

' મૂઠીઓ વાળી ચંદુએ ભાર મૂકી કહ્યું.

' સર નરેન્દ્રની વાત કરું છું. '

' ચંદુ તું ઘણો અચ્છો આદમી છે, પણ તું આ ઘડીએજ રસ્તો માપ. મને મળ્યો તે મહેરબાની–બહાર જવાનું આ બારણું છે. '

' પણ–પણ... '

' શું પણ ? '

' આપણે તો આ ગોટાળો ઉકેલવાનો હતો ને ? નહીં ? '

' કોઈ બીજી વખતે મારે વિચાર કરવો પડશે. '

' અ...હં...તારે વિચાર કરવો પડશે. '

' હા, વિચાર કરવો પડશે. '

' તારામાં મૂળથી અક્કલ ખરી એટલે જરૂર કાંઈ જડશે. '

' તું નહી જાય તો તારી ગરદન અહીં પડેલી જડશે. '

' હેં...હા...હા સમજ્યો. ' પાછું બિપીનનું જંગલી નાનપણ તરી આવ્યું લાગ્યું.

' સાહેબજી ત્યારે. '

' વારૂ જા. '

' કોઇ રસદાર યુક્તિ જડે તો મને જણાવજે. '

' દાદરને બદલે લિફ્ટમાં જલદી જવાશે. '

' અરે એક વાત રહી... '

' સાહેબજી. '

બિપીન બારણું બંધ કરી અંદર દોડયો.

' વીણા...વીણા ' જવાબ ન મળ્યો. બારી ઉઘાડી બહાર ગયો. દરિયા તરફની ઠંડી લહેરો આવતી હતી. પાછળ નોકરોનો ગોળ દાદર ખુલ્યો હતો. શહેરની લાખો બત્તીઓ તગતગતી હતી. ચારે બાજુ શાંતિ પ્રસરી રહી હતી.

# પ્રકરણ ૨ જું

## રૂસ્તમજી

મુંબઈ શહેર જાગ્યું હતું. હવામાં ખુશાલી હતી. દુઃખના દહાડા વીતીને સુખનો સમય આવ્યો હોય એમ મન પ્રફુલ્લિત થઈ ગયાં. કોલાબા ઉપરના પોતાના બંગલામાં રૂસ્તમજી ' ટાઈમ્સ ' અને નાસ્તાને ન્યાય આપતા હતા. હવાની લહર આવી અને સ્ટેશન સુધી ચાલતા જવાનો ઇરાદો કર્યો. વીણા અને પદ્માએ પણ એજ ઇરાદો કર્યો; પણ સ્ટુડીઓ સુધી ચાલવાનો. આસમાનમાં અગાશી ઉપર કસરત કરતો બિપીન પણ છલંગ મારી નાવા ગયો, અને વીણાનો વિચાર કરવા માંડયો. એજ વીણાના વિચારથી મદનલાલ આવીને પથારીમાં હસ્યા. એમને રાતની વાત યાદ આવી. રાવસાહેબને ત્યાં જમ્યા પછી કોણ જાણે કયાંથી પણ વીણાની વાત નીકળી અને ખાણાં કરતાં પીણાંની અસર તળે એણે રાવ સાહેબને એની અથથી ઈતિ સુધી પ્રેમકહાણી કહી. વીણા માટે પોતાનો અઢળક પ્રેમ, ભવિષ્યમાં વીણા તરફથી એજ આશા, માશીબાનો સિનેમા-કલાકાર તરફનો તિરસ્કાર; એ તમામ વિગતો રાવસાહેબે શાંતિ અને દીલસોજીથી સાંભળી અને ફક્ત અનુભવી અને પરમાર્થી મનુષ્યોજ જે કરી શકે તેવો રસ્તો રાવસાહેબે કહાડી આપ્યો. એમણે વીણાના અંતઃકરણની વાત કહી હશે એમ મદનલાલને લાગ્યું. વીણાને સિનેમાસૃષ્ટિમાં નામના કાઢવી છે એવું એ સમજ્યો.

'કેમ મદનલાલજી, તમને શું લાગે છે?'

'વીણા ફિલ્મની મહારાણી થશે.'

'ફિલ્મમાં વીણાનું ભવિષ્ય મને ઉજળું દેખાય છે.'

'ઘણું જ ઉજળું.'

'અને બચ્ચા, તારી તમામ અડચણો પાણીના પરપોટાની જેમ ઊડી જશે, તારે માશીબાને એટલુંજ કહેવાનું. "માશીબા, મારાં લગ્ન માટે મેં એક યુવતિ પસંદ કરી છે." માશીબા પૂછશેઃ 'કોણ?' 'વીણા.' 'કોણ' વીણા દેસાઇ?' માશીબાના અવાજમાં માન તથા આશ્ચર્યનું મિશ્રણ થશે. 'હા...એજ...સિનેમાની મહારાણી.' બોલ આ યુક્તિમાં ક્યાંય ઊણપ દેખાય છે? પણ એનો પાયો મજબૂત નાખવો પડશે.'

'પાયો?'

'તુંજ વિચાર કરને. પૈસા વગર આ બંને ટોચ ઉપર પહોંચતે તું અને વીણા ઘરડા થઇ જાઓ. જો વીણાને ટોચે પહોંચાડવી હોય તો એને માટે ખાસ કંપની કહાડવી પડે. તારે એમાં ભાગ રાખવો હોય...'

'અં....અં.'

'તો તારી મરજી. તારા પૈસા રોકાયલા પણ હોય. મારે તો આ કંપનીમાં પૈસા રોકનારાઓનો ઢગલો છે. હું તો એમાં અડધો લાખ રૂપીઆ નાખવાનો છું. એટલી જ રકમ મારી પાસે હાલમાં ફાલતુ પડી છે.'

રાવસાહેબે પાટલુનના ખીસામાંની ફાલતુ રકમ ખખડાવી. બધા મળીને સાડાતેર આનાનું પરચુરણ હતું. મદનલાલને બોલવાનો સમય મળ્યો.

'તમને કેટલી રકમ જોઈશે?'

'તે તો જરા આ વિષયમાં ઊંડા ઊતરીશું ત્યારે સમજ પડે. પણ હું ધારું છું કે દસ લાખ રૂપીઆથી શરૂઆત કરીશું તો ચાલશે. તારાથી જો પા–અડધો લાખ રૂપીઆ રોકી શકાય...'

'તો અડધો લાખ મારા.'

'વાહ. મારે તો હવે એક એક લાખ રૂપીઆ મારા નવ મિત્રોને ભરવા માટે ધરવાના એટલે દસ લાખ ચપટીમાં. પણ જોજે હોં, મારાથી દોરવાઈને આ ધંધો ન કરીશ. પૂરો વિચાર કરી જોજે. કોઈ છોકરીને આશા આપી એનું હૃદય તોડી નાંખવું એ ક્રૂરતાની પરિસીમા છે. માશીબાને એક શબ્દ પણ નહીં કહેતો હો!'

'નહીં રતો.'

'ચાલો, એ તો પતી ગયું. તને ઊંઘ બરાબર આવે છે? તું 'બીમો' વાપરે છે ને?' ગમ્યું? હવેથી મોટી બાટલી જ લેજે. સાહેબજી.

પાછલી રાતની આ વાતચીત મદનલાલ યાદ કરતો ચા પીતો હતો. રૂપીઆ તો એને કંપની ચાલશે એટલે દસગણા પાછા મળશે, અને માશીબાની અડચણ દૂર થશે. એનો એક સગો જોસેફ ગયે વરસે જ સિનેમા એક્ટ્રેસને પરણ્યો હતો અને એમને તો માશીબા ઘણુંખરું મળવા બોલાવતાં હતાં. મદનલાલને આમાં વધારે સ્વાદ આવ્યો. પ્રેમનો પંથ સરળ થતો લાગ્યો. અગીઆર વાગે રિહર્સલ શરૂ થવાનું હતું. એક કકડતો સૂટ પહેર્યો.

આખું શહેર આનંદ કરતું હતું પણ રિહર્સલ રૂમમાં તો દીલગીરીની છાયા છવાઈ રહી હતી. 'ગંગોત્રી'માં ગામડીઆઓનો રાસ હતો. રાસ શીખવાડનાર માસ્તર બહેરો ઢુંડ હતો. રાસમાં એક માણસ ઓછો હતો. માસ્તરે અભિપ્રાય આપ્યો.

'ગૃહસ્થો, તમે ગધેડા છો. દસ દિવસથી તમારા પથ્થરીઆ મગજમાં હું આ સાદી ચાલ ઠસાવવા મહેનત કરૂં છું. અને તમારો એક પગ સાચો પડતો નથી. જાણે ચડાઈ કરવાની હોય એમ આખો ઓરડો ભરી દો છો. એકમેક ઉપર ગબડયા સિવાય અટકી શકતા નથી. તમને શીખવું છું તે છોડીને દરેક જણ પોતપોતાની સ્વતંત્ર ચાલ ચાલે છે. મારા કરતાં તમે વધારે જાણતા હશો પણ તમને શીખવાડવાનો હું પગાર ખાઉં છું. મહેરબાની કરી તમારી અક્કલ ન વાપરશો કારણ તે તો છેજ નહીં. એમાં તમારો વાંક નથી. બચપણમાં તમારાં માથાંઓને અકસ્માત્ થવાથી તમે વિચાર કરો એટલે દરદ થાય.

ચૌદ જણાના રાસમાંના તેર જણાને માઠું લાગ્યું. ખરા મનની મહેનત ઉપર આ સરપાવ ? ચૌદમા ગૃહસ્થ નખશીખ ચક્રાંકિત થએલા હતા. તેમના ઉપર કાંઈ અસર થઈ જણાઈ નહી. પણ એમનું પ્રમાણિકપણું ઘવાયું. એ આગળ આવ્યા.

'અરે...ઓ...હું...મારે...'

'બહેરા માસ્તરે આ આજીજી ન સાંભળી. એ લાંબી લટાર મારવા નીકળી પડ્યા હતા તે પાછા વળ્યા ત્યારે એમણે ચંદુનું પહોળું મોઢું જોયું. 'શું? સંભળાતું નથી.'

'એટલે વાંક મારો છે. ખરેખર.'

'હેં?'

'તમે એટલે હું...ના...ના...'

'બોલને, અવાજ નથી?'

'હાર્મોનિયમ માસ્તર મદદે દોડ્યા. એમણે બહેરા માસ્તરના ખભા ઉપર હાથ મૂકીને કાનમાં કહ્યું.'

'એ કહે છે એનો વાંક છે!'

'રાંક? રાંક છે? આમાંથી કોણ રાંક છે?

હાર્મોનિયમ માસ્તરે પૂરું શ્વાસ ભરી લીધો અને બૂમ પાડી:

'આ કહે છે કે એની ભૂલને લીધે બધાએ ભૂલો કરી. એ આજે જ કામ પર ચઢયો છે.'

'વઢયો છું? વઢું નહીં તો પૂજા કરું? ચોખા ચઢાવું?'

હાર્મોનિયમ માસ્તરે રાડ પાડી.

'આ નવો છે, એને પગલાં આવડતાં નથી. નવો છે, થોડા દિવસમાં આવડશે, હમણાં પગલાં નથી આવડતાં.'

'હું જાણું છું નથી આવડતાં, પણ શું કામ નથી આવડતાં?'

'એ નવો છે.'

'કેવો?'

'નવો.'

'ઓહો, નવો!'

'હા, નવો.'

'શા માટે નવો છે? બીજા સાથે કેમ દાખલ ન થયો? રોજ નવા નવા આવે તો હું કેમ શીખવું? તને કોણે રાખ્યો?'

'મદનલાલજીએ.' નવાએ કહ્યું.

'મદનલાલે.' હાર્મોનિયમ માસ્તરે ત્રાડ પાડી.

'ક્યારે?'

'ગઈ કાલે.'

'ગઈ કાલે?'

માસ્તરે હાથ આકાશ તરફ ઊંચા કર્યા, એક બાજુ ચક્કર લગાવ્યું. 'હું શું કરું? રોજ નવો માણસ—અટકી પડ્યો. અડચણોથી કેમ ચાલે? મારાથી આ કામ નહીં થાય. રૂસ્તમજીને કહીને છોડી દઈશ. કેમ ઢોર જેવા ઊભા રહ્યા છો? ચાલો ફરીથી કરો.'

નવીન આવનારને પરસેવો છૂટી ગયો. ખાનગી નાટકો કરેલાં તેમાં આવો અનુભવ કદી નહીં થયેલો. એણે બાજુના ગૃહસ્થને પૂછી જોયું:

'આ—આવો જ હોય છે?'

'કોણ? બેરીઓ?'

'પેલો રબરનો માણસ—જે કૂદતાં થાકતો જ નથી. તે આમ ઊકળી જાય છે!'

'ઊકળી જાય છે? હજી ગુસ્સે થાય ત્યારે જોજે. આ તો ફક્ત એક વિવેકભરી ટકોર હતી.'

'રામ, રામ,' નવા ઉત્સાહીને ભવિષ્ય શ્યામ ભાસ્યું.

'બધા બાજુએ ખસી જાઓ. તું પેલો નવો! અહીં આવ.'

'હું?'

'તું—તું. તું નહીં ત્યારે હું? ચાલ, તને હું જરા શીખવી દઉં. જરા શરીરનો મરોડ કરીને આવ જોઉં.'

બારણામાં પદ્મા ને વીણા આવ્યાં, પદ્માએ પૂછ્યું:

'એ કોણ હશે? વીણા! ચંદ્રવદન જેવા જ દેખાય છે.'

'ચંદુ જ છે.'

'હોય નહીં.'

'છે જ.'

'પણ અહીં કેમ?'

'હું હમણાં એને એજ પૂછવાની છું.'

પણ ચંદ્રવદન મહેનત કરતો હતો એટલે એને મળવાનો મોકો જલદી ન મળ્યો. એટલામાં પાછળથી હુકમ છૂટ્યો. રૂસ્તમજીને બીજા

રિહર્સલો જોવાં હતાં. રાસવાળા છૂટયા. બીજા દિગ્દર્શકો હાજર થયા. નવીન ઉમેદવાર પરસેવો લૂછતો બહાર જવા નીકળ્યો અને વીણાએ રોકયો.

‘ ચંદુ, તું અહીં શું કરે છે?’

ચંદ્રવદનજી હજી પરસેવો જ લૂછતા હતા. બેરીઆના રિહર્સલોમાં આરામને સ્થાન નહોતું. એક અમીરને ત્યાં જલસો હતો ત્યાં આ રાસ રમવાનો સિન હતો. ચંદુને તો રાસ નહીં પણ ટાંટીઆ ઉછાળવાના રોગ જેવું લાગ્યું. એના કદળીસ્થંભો ગળી ગયા હતા.

‘ હીં...!’ એનાથી ‘ અહીં ?’ પણ ન કહેવાયું.

‘ તું અહીં શું કરે છે?’

‘ કરે છે? હા—ઓહો—સમજ્યો. અહીં હું મુંબાઈમાં કયાંથી, એમને?’

‘ ના એમ નહીં—તું મુંબઈમાં છે એ જાણું છું. પણ અહીં આ સ્ટુડીઓમાં શું કરે છે? પેલા બેરીઆના પંજામાં કયાંથી આવ્યો?’

‘ બેરીઓ!’ ચંદુના અવાજમાં માન અને ભય હતો. બેરીઓ પણ ફોણેલી રાઈ છે. એને જોઇને મને રશીઆના વરુ યાદ આવે છે. એણે ફરી ફરીને શેત્રંજીમાં ચીલા પાડી નાંખ્યા હશે. વાઘ જેમ મારા પગમાંથી પાંચશેરનો લોચો કરડી ખાય તો નવાઈ નહીં.’

વીણાએ એને પકડી હલાવ્યો.

‘ ભાટકાં ન મારીશ. તું અહીં કેમ આવ્યો?’

‘ ઓ—એ તો સરળ છે. મને કોઇએ આ માઇકલ ઉપર ઓળખાણનો કાગળ આપ્યો હતો. અમે મિત્ર થઈ ગયા અને મેં આમાં રહેવાની માગણી કરી. મેં કહ્યું કે મારે પગાર નહીં જોઈએ અને આ નાચતાકૂદતા લહેરી લાલાઓ ભેગો બેચાર છલંગો હું

મારીશ તેમાં કાંઈ ફરક નહીં લાગે. એણે કહ્યું: 'થાવા દે' કે 'થઈ જાય' એવા અર્થનું કહી દીધું.

'પણ કારણ? ગમત ખાતર તું આ ન કરે.'

'ગમત?' ચંદ્રવદન દેસાઈના કુમળા મુખ ઉપર ત્રાસ તરી આવ્યો.

'મારા ગમતના વિચારો આ બેરીઆથી તદ્દન ઊલટા છે. મને લાગે છે કે ચાંચ મારવાનો એનો મુખ્ય ધંધો છે. ગમત તો નહીંજ. મારે બિપીન સાથે વાતચીત થઈ ગઈ હતી. તું ફિલ્મમાં રહી એટલે મારા મનથી હું પણ જોડાઉં તો તારા ઉપર જરા નજર રહે. હું બહુ ઉપયોગી તો નથી પણ વખતે બૂમ પાડતાં હાજર થઈ જવાયને?'

વીણા પલળી.

'ચંદુ, તું સુટમાં વીંટેલું સોનું છે હો.'

'નરેન્દ્રને પણ નિરાંત થાય.'

વીણા થીજી ગઈ.

'ચંદુ, મહેરબાની કરી નરેન્દ્રની વાત ન કરીશ.'

'એ તો હું સમજ્યો. તને હાલમાં તો પેટમાં ખાડો પડ્યા જેવું ખાલી ખાલી લાગતું હશે નહીં? પણ તેં જો એને જોયો હોય–

'મારે એની વાત નથી કરવી.'

'એ જરા છોલાયો છે. પશ્ચાત્તાપ અને એવું બધું કરે છે. એ તને પાછી બોલાવે છે.'

'એમ કે? તને તેડવા મોકલ્યો છે?'

'કાંઈ એવો જ ખ્યાલ ખરો.'

'તને આટલો અથડાવવો એ શરમભરેલું છે. જોઇએ એટલા કાસદો મળે છે.'

ચંદુને કાંઈક શક આવ્યો.

'મશ્કરી કરે છે! નહીં? કોઈ કાસદને મોકલે એ તને ગમે? નજ ગમે ખરું!'

'તને મોકલ્યા કરતાં વધારે તિરસ્કાર ન આવત.'

'મારે તો આવવું જ હતું.'

વીણા ગંભીર થઈ ગઈ.

'ચંદુ, તું નહીં સમજે? તું મને બાળપણથી ઓળખે છે તો પણ મારા અભિમાનનો તને ખ્યાલ નથી? જો નરેન્દ્રને મારી જરૂર જ હતી તો એક જ રસ્તો હતો. જાતે આવીને બોલાવી જવી હતી.'

'બિપીન આજ શબ્દો બોલ્યો હતો, પણ તમને કાંઈ ખ્યાલ છે કે નરેન્દ્ર ત્યાં કેટલો કામમાં છે?'

'કામમાં?'

ચંદુને કારણ સચોટ ન લાગ્યું પણ આગળ ધપે ગયો.

'ખ્યાલ ન આવે એટલો. એટલે કે ચૂંટણીનો વખત ને એ બધું. ટૂંકમાં એ ત્યાંથી ખસી શકે એવી સ્થિતિ નથી.'

'બરાબર છે, એની ઝળકતી કારકિર્દીમાં અડચણ આવે એવું મારાથી કરાય?'

'બિલકુલ નહીં. મને હતું જ કે તું સમજી જઈશ.' ચંદુ રાજી થઈ ગયો.

'કોણે કહ્યું સ્ત્રીઓ અવિચારી હોય છે? ત્યારે સારસની જોડ સંધાઈ—નહીં?'

'સંધાઈ?'

'એ તો અલંકાર—તું મારી સાથે કલકત્તા આવીને નરેન્દ્રને સુખી કરીશને?'

વીણાએ શાંત અટ્ટહાસ્ય કર્યું.

'બિચારો નરેન્દ્ર, ઘણું સહન કરવું પડયું નહીં?'

'એમ તો કેમ કહેવાય? ખરૂં પૂછો તો થોડોઘણો વાંક તો એનો પણ હતો.'

'થોડોઘણો?'

'એટલે કે...'

'થોડોઘણો?'

ચંદુ જરા ગભરાયો. વીણાનો અવાજ એને ગોઠયો નહીં. એ બહુ તીવ્ર ચિકિત્સક ન હતો; તોપણ વાતાવરણ આનંદી ન હતું એટલું એણે પારખ્યું. એને વહેમ પડયો કે એને પાણીચું પકડાવાતું હતું. આ અટપટી જીંદગીની આંટીઘૂંટી ચંદુને સતાવવા લાગી. આ તો સી. એસ. નાઇડુના બોલ જેવું હતું. ધીરેથી આવો છેક સુધી દેખાય અને લાગે કે ઢોલનું ચામડું ફાડી નાખીશું પણ ફટકો મારીએ ત્યારે ત્યાં બોલ ન હોય. વાત તો રીવર્સમાં ચાલી. એ આવ્યો ત્યારે એને લાગતું હતું કે વીણાને શોધવી જ મુશ્કેલ પડશે. મળ્યા પછી તો જરા સમજાવી એટલે સીધું સટ ઊતરશે, પણ પ્રેમ એલચીની હોડીમાં ગાબડું પડયું લાગતું હતું.

'વીણા, સાંભળ.'

'બોલ.'

'તું નરેન્દ્ર સાથે પ્રેમમાં છે કે નહીં? એટલે તું એને ચ્હાય છે? પ્રીત કરે છે? વગેરે.

'કોણ જાણે.'

'કોણ જાણે? એટલે? તું જાણે જરા મળતા વિચારો ઉપર લગામ રાખ. મારૂં એમ કહેવું છે કે કાં તો તું એને પ્રેમ કરે છે કે કાં તો નથી કરતી એમ.'

વીણાએ મોં મરડ્યું.

'જો આવી સરળ વાત હોય તો સતયુગ જ હોત. તને ખબર છે કે પ્રેમ અને ધિક્કાર વચ્ચે એક દોરાનો જ ફરક છે. ઘણાં કવિઓ એ કહી ગયા છે.'

'ઓહો–કવિઓ!' ચપટી સાથે એણે કવિઓ ખસેડી નાખ્યાં. કૉલેજમાં શેક્સપિયર અને કાલિદાસ એના માથામાં માર્યાં હતા. પણ ઉંમર લાયક થયા પછી એણે કવિઓને પાણીચું આપ્યું હતું. ફિલ્મનાં ગાયનોથી પણમાં એની વૃત્તિ કદી આગળ વધી ન હતી.

'મારી સ્થિતિમાં મુકાયેલી છોકરી ચાહે છે કે ધિક્કારે છે એ નક્કી ન કરી શકે એ તને માન્યામાં નથી આવતું.'

ચંદુએ માથું ધુણાવ્યું.

'ના, મને તો ગાંડુ લાગે છે.'

'તો પછી શું કામ લવારો કરે છે? મને દુઃખ થાય છે.'

'પણ તું મારી સાથે નહીં આવે?'

'ના.'

'અરે પણ એમ શું કરે છે? એક વખત ફરીથી ધા કરી જો.'

વીણા હસી. ચંદુને એ હાસ્ય એના કામને હાનિકારક લાગ્યું. સંચો ક્યાંક બગડ્યો ખરો. વાદવિવાદમાં કોઈ જગ્યાએ જરૂર એણે ઠોકર ખાધી.

'ચંદુ, તું તો જાણે કોઈ જલસામાં આમંત્રણ આપતો હોય એમ લાગે છે. હું ફરીથી ધા કદી નહિ કરું. ચંદુ, હજી તારે સ્ત્રીઓ વિષે જ્ઞાન લેવાનું બહુ બાકી છે.'

'બૈરાં વિચિત્ર તો ખરાં.'

વીણાએ ચાલવા માંડ્યું.

'જઈશ નહીં.'

'કેમ ? આ વાતથી શો ફાયદો ? ચંદુ, તારો કદી હાથપગ તૂટેલો ખરો ?'

ચંદુ ગુંચાયો.

'હા–કૉલેજના છેલ્લા વર્ષમાં ફૂટબોલ રમતાં મારું કાંડું તૂટી ગયું હતું.'

'દુઃખતું હતું ?'

'બેહદ–હદપારનું.'

'પછી આસ્તે આસ્તે મટવા માંડયું નહીં ? એ વાગ્યું ત્યારે તું એના ઉપર લાકડી મારતો હતો ? સોય ભોંકતો હતો કે રૂઝાવા માટે આરામ આપતો હતો ? હું અંદરથી ખંડેર થઈ ગઇ છું. પાછી સાજી થઇશ કે નહીં તે ઇશ્વર જાણે પણ યત્ન તો જરૂર કરીશ. રાતદહાડો મજૂરીમાં પરોવાઈ એને ભૂલી જવા મહેનત કરું છું. ચંદુ, તારા કાંડાની જેમ હું પાટાપુટીમાં છું. અને એના ઉપર ઘા કરાવવા નથી ઇચ્છતી. તું મારો ઘણો જ માનીતો છે પણ ફરીથી નરેન્દ્રની વાત ન કરીશ. આટલું તું પાળીશ તો આપણે ફાવશે. હવે હું જાઉં છું, બિચારી પદ્મા, તારી ક્યારની પ્રદક્ષિણા કર્યા કરે છે. તારી તો ભક્ત છે તે તું જાણે છે ?'

ચંદુ ચમકયો.

'અરે–એમ તે હોય–મારી !'

વીણા ચાલી ગઇ. અને પદ્મા આવી. જાણે દેવ આગળ ભગત આવે તેમ.

'દેસાઇજી ! નમસ્તે.'

'નમસ્તે ! ઓ–હો–નમસ્તે–નમસ્તે–સાહેબજી.'

પદ્મા એના મોં તરફ જોઇ રહી. ચંદુને બહુ જ રૂપાળી લાગતી હતી. પદ્માએ તેજ દહાડે નવી સાડી પહેરી હતી અને ચંદુને જોઇ-ને આનંદમાં આવી ગઈ હતી.

'તમે આવ્યા એ બહુ સારું કર્યું !'

'મુંબઈ કેમ આવ્યા ?' એ પદ્માએ ન પૂછ્યું તેથી ચંદુને નિરાંત થઈ. કારણ એ પ્રશ્નના એને જવાબનાં ફાંફાં હતાં. વીણાનું કારણ કેમ અપાય! અને બીજું શું કહેવાય! પણ પદ્મા ન બોલી. ચંદુને લાગ્યું કે એ જાણવા ઉત્સુક નહીં હોય.

પણ પદ્મા બીજા જ ખ્યાલથી મૂંગી રહી હતી. જે શેરોમાં વીણાના પૈસા ગયા તે શેરોમાં ચંદ્રવદનના પણ પૈસા ગયા હતા, એ વાત-ચીત એની હાજરીમાં થઈ હતી; એટલે જે કારણસર વીણા આવી તે જ કારણ એને પણ હોવું જોઇએ અને તેથીજ ફિલ્મમાં આવી હલકી નોકરી લેવી પડી હશે. પદ્મા ફિલ્મમાં કામ કરતી હતી પણ સંસ્કારી કુટુંબની છોકરી હોવાથી, ચંદુને દુઃખ થાય એટલે એણે પ્રશ્ન ન પૂછ્યો. એને તો ચંદુને આશ્વાસન આપી એનું દુઃખ હળવું કરવાની ઇચ્છા હતી. ચંદુનું મગજ પેલા બેરીઆએ બગાડી મૂક્યું હતું અને પછી વીણાએ તો પકવી જ મૂકયું. એને પદ્મા તો 'એસ્પિ-રીન' જેવી લાગી. પદ્માનો શાંત સ્વભાવ એને ગમ્યો.

'હું કહું છું કે આ હુમલો પાછો વળે એટલે કે આ કૂદમકૂદા શમી જાય પછી કાંઇ પેટપૂજા કરીએ તો ?'

'જરૂર-મુંબઈ જઇ આપણે રેલ્વે હોટેલમાં જઈશું:'

'રેલ્વે !-કઈ રેલ્વે ? સાંભળી નથી.'

'ગ્રાંટરોડ-સોંઘી છે.'

'હું તો મેજેસ્ટીકનો વિચાર કરતો હતો.'

'પણ એ તો બહુ મોંઘી.'

પદ્મા પાલક થઈ ગઈ. ચંદ્રવદનના ખભે આંગળી મૂકી.

'જુઓને, મારી આગળ દેખાવ રાખવાની જરૂર નથી. તમે શ્રીમંત છો કે ગરીબ તેની મને પરવા નથી. એટલે કે તમારી દોલત

ગુમાવી એ તો બહુ જ ખરાબ થયું. પણ હવે આપણે ખરાં મિત્ર થઈ શકીશું, નહીં!'

'મારી દોલત!–એટલે પૈસા! ગઈ! ગયો!'

'નહીં તો તમે અહીં શું કામ આવો. હું તો ન બોલત પણ તમે 'મેજેસ્ટીક'ની વાત કહાડી ત્યારે કહેવું પડ્યું. તમે અને વીણા એકજ સટ્ટામાં ખુવાર થઈ ગયા, નહીં? પણ એમાં શું. જીવનનું ધ્યેય પૈસો જ છે શું?'

આશ્ચર્યથી ચંદ્રવદન દેસાઈ ચૂપ થઈ ગયા. પહેલાં તો એ સમજ્યો જ નહીં. જ્યારે એના મગજમાં વાત ભીતરી ત્યારે એને ગમત આવી અને ચૂપ જ રહ્યો. એને હંમેશા વહેમ રહેતો કે દરેક યુવતિ એના પૈસાને લીધે એની સાથે વાત પણ કરતી. અને આ તો ગરીબ થયો એટલે ખાસ દોસ્તી કરવા આવી. એનું સ્વમાન ઉત્તેજીત થયું. એનો અવાજ લાગણીથી થડકાયો.

'તમે–ઘણાં સારાં છો...એટલે કે...તમે ઘણાં સારાં છો.'

'હું ગમી એટલે થયું–મને ડર હતો કે તમે મારી સાથે વાત પણ કરશો કે નહીં!' વળી બંને ચૂપ થઈ ગયાં.

પેલું કયું એન્જીન કહ્યું. પેલી ટ્રેન?'

'રેલ્વે હોટેલ.'

'એજ આપણું સ્ટેશન–ચાલો જઈશું?'

'ચાલો.'

એટલામાં અંદરથી પુકાર આવ્યો:

'રાસવાળા હાજર થઈ જાઓ.'

'ત્યારે હમણાં તો ટા–ટા–બેરીઆની બૂમ સાંભળવી પડશે.'

ચંદ્રવદન દેસાઈ ગયા.

× × ×

નાટક અને સિનેમાના રિહર્સલોમાં એક જાતનો ચેપી રોગ હોય છે, જે મનુષ્યની તમામ સારી સારી લાગણીઓનો જડમૂળમાંથી નાશ કરે છે. રૂસ્તમજી રિહર્સલમાં આવ્યા ત્યારે આનંદમાં હતા અને આખો દિવસ આનંદમાં જ રહેવાનો નિશ્ચય કર્યો હતો. પણ આવ્યા પછી પાંચ જ મિનિટમાં એ આનંદ ઊડી ગયો. અને પા કલાકે તો એમના મુખારવિંદે ભ્રકુટી વાંકી કરી અસલ સ્વરૂપ ધારણ કરી લીધું. જ્યારે બિપીન આવ્યો ત્યારે રૂસ્તમજીએ એને ચા કે સોડા લેવાનો પણ વિવેક ન કર્યો. જ્યારે સિનેમામાલિકને સ્વાર્થ સાધવાનો હોય તે વ્યક્તિને ચા કે સોડાનું ન પૂછે ત્યારે નિઃસંશય એનો મિજાજ હાથથી ગયો જ સમજવો.

પણ આમાં રૂસ્તમજીનો વાંક ન પણ હોય, કારણ 'ગંગોત્રી' ગમે તેવા પ્રખર માલિકનું સમતોલપણું પણ નષ્ટ કરી શકે એમ હતું. અને મદનલાલ, જેને ગુપ્તહાસ્યના સંવાદ કહેતા હતા તેઓ ભળીને રૂસ્તમજીનાં રૂવાં ઊભાં થઈ જતાં હતાં. એમણે સ્વપ્ને પણ સાહિત્યનો સંપર્ક સાધ્યો ન હતો. એમનું ફિલ્મ પાછળનું ધ્યેય ફક્ત પૈસા ઊભા કરવાનું હતું. જે ફિલ્મ સારી ચાલે તે જોઈ આવતા અને એવી જ ફિલ્મ કાઢવાનો પ્રયત્ન કર્યા કરતા હતા. શરૂઆતમાં એમણે નાટકમાં કામ કરેલું એટલે સંગીતનો ખ્યાલ એમનો ચાર આના કલાસનો હતો. હાસ્યરસ એટલે કેળાંની છાલ ઉપરથી લપસવું. પરણેલી સ્ત્રીએ પોતાના વરનો કાન પકડવો. અથવા લગભગ બિભત્સ સંવાદ જેમ કે–

વર: 'અલી, તારી ગોદમાં બાળક નથી રમતું તેનો મને ખેદ થાય છે.'

વહુ: 'તેમાં હું શું કરું? મારો શો વાંક?'

વર: 'ત્યારે કોનો વાંક? મારો?'

વહુ: 'હાસ્તો, તમારો જ. ત્યારે મારો?'

આવા સંવાદોમાં વખતે રૂસ્તમજી ફેરફાર પણ કરે અને સંવાદમાં 'ડાક્ટર પાસે જાઓ' એમ ઉમેરો કરાવે. બાકીનો ભાગ મુખ્ય પાત્રોના શૃંગારના સિન, હિરોઈન રાજી હોય તો બેચાર ચુંબનો, અને સુખી અંત ગંગોત્રીનો પ્લોટ જડતાની પરિસીમા હતી.

પણ ત્યારે રૂસ્તજી આ બુદ્ધિવિશિષ્ટ ફિલ્મ કાઢવામાં કેમ સંમત થયા હશે? કારણ કે ફિલ્મ–માલિકની જેમ એ પણ સ્વપ્નાં સેવતા હતા કે જૂની ફિલ્મોથી કંટાળી જઈ હવે જનતા ઉચ્ચ કક્ષાની ફિલ્મો માટે તૈયાર થઈ ગઈ છે. કોઈ કોઈ વખત જ્યારે સાંજે વીસ્કીની બાટલી ખલાસ થતી હોય, ત્યારે એમના ગ્લાસ–ગોઠીઆ માલિકોને કહેતા પણ ખરા કે ફિલ્મનું ભવિષ્ય હવે બુદ્ધિવિશિષ્ટ પ્લોટમાં ભરાયું છે અને બીજા માલિકો દાઢી તળે લટકતા માંસના થેલા ઉપર હાથ ફેરવતા નીચે સરકતા, કોઠી જેવા પેટ ઉપર હાથ ફેરવી ડહાપણનું માથું ધુણાવતા અને એ વાત ઉપર બીજી બાટલીનો બૂચ ખોલાતો. પ્રશસ્ત, સંસ્કૃત ફિલ્મો કાઢવાનો જ્યારે માલિકોને તુરંગ ઊડતો ત્યારે તે બહુ લાંબો કાળ ટકતો નહીં. તરતજ એ ઊર્મિને દબાવી દઈ ચોક્કસ આવક જેમાં દેખાય તેજ હાથમાં લેતા. પણ રૂસ્તમજી જે ઘડીએ સંસ્કારી ફિલ્મ કાઢવાના આવેશમાં આવેલા તેજ સમયે એમને મદનલાલ મળ્યા અને ઉચ્ચ કક્ષાની ફિલ્મ પોતાને ખર્ચે કાઢવાની દરખાસ્ત રજૂ કરી. રૂસ્તમજીની ક્ષણિક નબળી મનોદશાએ દગો દીધો અને એમણે આ દરખાસ્ત મંજૂર કરી. રૂસ્તમજીનું માનસિક સમતોલપણું આવ્યા પહેલાં સહીસિક્કા થઈ ગયા. આ સાહસ ખેડયાનો લાભ રોજનો લોહી ઉકાળો.

'બિપીન, આ ફિલ્મની વાર્તા ધ્યાનમાં રાખ. ગમે તે ખર્ચે એને લોકપ્રિય બનાવવાની છે.'

'તમને આમાં ફેરફાર કરવો આવશ્યક લાગે છે?'

કોરા ધાકોર જેવા સંવાદોનું રિહર્સલ ચાલુ હતું તેના તરફ ડોળા કહાડતા બોલ્યા:

'ફેરફાર! અરે એમાં ફેરવવાનું નથી. ઉડાડી દેવાનું જ છે. તારે નંબર એક સિનથી નંબર છેલ્લા સિન સુધી નવી જ મોહકાણ માંડવાની છે.'

'તેનો વાંધો નહીં. મને આ પ્લોટની ખબર છે અને મેં રિહર્સલો પણ જોયાં છે, એટલે એને એક નંબર બનાવતાં વાર નહીં લાગે. પણ લેખક માનશે?'

રુસ્તમજીની આંખ બિપીન ઉપર ઠરી.

'જો સાંભળ–મેં કહ્યું એટલે ખોદાયજીએ કહ્યું. આય સ્ટુડિયોનો હું નાનો સરખો રાજા છેઉં. સમજ્યો?'

રુસ્તમજી ઉશ્કેરાતા ત્યારે જાતભાષા ઉપર ઊતરી જતા. આ વાતનો પુરાવો જાણે આપતા હોય તેમ રુસ્તમજીએ એક ત્રાડ મારી. વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ દરેક કલાકાર સ્તબ્ધ થઈ ગયો. આસિસ્ટંટ ડાયરેક્ટર કાગળિયાં પકડીને શેઠ સામે જોઈ રહ્યો. મુખ્ય ડાયરેક્ટર પંડિતજી તો પધાર્યા જ નહોતો. આવા મામૂલી રિહર્સલોમાં તેઓ ભાગ્યેજ આવતા.

'એ ફરીથી બોલાવો. પેલું ભાષણ મનુષ્યની જીંદગી એકએક તકબૂચ સમાન છે! એ ભાગ અને એમાં કાંઈ અર્થ દેખાતો નથી.'

રિહર્સલ શરૂ થયું, અધવચ્ચે શેઠે તાળી પાડી.

'કાપી નાખો.'

'આખું ભાષણ કાપી નાખું?' આસિ. ડાયરેક્ટરે પૂછ્યું.

'હા–આખું–એ ખાલી લવારો જ છે.'

ખૂણામાંથી મદનલાલ નીકળી પડ્યા.

'રૂસ્તમજી–રૂસ્તમજી!'

'કેમ?'

'એ તો આખી વાર્તામાં શ્રેષ્ઠ અવીસ્તર્ણ ટુચકો છે.'

'કીયો ટુચકો?'

'અવીસ્તર્ણ ટુચકો–એપીગ્રામ છે.'

'લોકને અવ–અસ–અસ્તી–એ એપીગ્રામ નથી જોઇતા. માણુ-સને એપીગ્રામ બિલકુલ પસંદ નથી. હું આ ધંધો પંદર વરસથી કરૂં છું અને કહી શકું છું કે એપીગ્રામ આવે છે એટલે મને કલે-જામાં કાપણી થાય છે, આગળ ચાલો.'

મદનલાલ પાંખો ફફડાવતા ત્યાં ફરી રહ્યા. ડાયરેકટર તરીકે શેઠનો આ એમને પહેલો જ અનુભવ હતો. શરૂઆતમાં શેઠ આસિ. ડાયરેકટરને કામ સોંપી દેતા. પછી એણે કરેલું તમામ પોતે ફેરવી નાખતા. પોતે એક મહાન ડાયરેકટર છે એમ એમની દૃઢ માન્યતા હતી. આ શરૂઆતના ડખામાં ડાયરેકટર પંડિતજી કશુંજ બોલતા નહીં અને સિન લેતી વખતે સિનમાંજ રિહર્સલ કરાવીને સિન લઇ લેતા. રૂસ્તમજી પોતાનો અભિપ્રાય કદી ફેરવતા નહીં. એ વાત મદનલાલ નહોતા જાણતા.

'પણ રૂસ્તમજી!'

શેઠે એના ઉપર કરડી નજર નાખી.

'પન શું છ? કાંય માથું ખાય છ! કામ પન કરવા દેસે કે નહીં!'

'પેલો એપીગ્રામ.'

'કપાઇ ગીયો.'

'પણ!'

'ગીયો–કપાઈ ગીયો.'

'પણ આ બાબતમાં મારો પણ અભિપ્રાય–મારો પણ અવાજ.'

'જરૂર, તમોને અવાજ છે. અને તે મારા સ્ટુડિયો સિવાય ગમે ત્યાં એ અવાજનો ઉપયોગ કરી શકો. જેટલો અવાજ કાઢવો હોય તેટલો કાઢી શકો. રસ્તા ઉપર જઈને હવામાં જોઇએ તો બૂમો પારો; પન એ અવાજ અહીં બંધ રાખો; કારનકે આય સ્ટુડિયોમાં એકજ અવાજ છે અને તે મારો.'

શેઠ બિપીન તરફ ફર્યા અને મદનલાલ ગુંછળું વળી ભરાઈ ગયા.

'આય માનસ માથું ખાઈ જાય છ. ફિલમ...બી સમજતો નથી અને વલી મને સીખવવા આવીયો ચ. એની સ્તોરીની ફિલમ નીકલેચ એ કાંઈ કમછ. બસ, એ જોની મજા કરવાને બદલે મને મારો જ ધંધો શીખાડવા આયા કરે છ. અરે, પેલો શું બકી ગીયો? ફરીથી બોલાવ. પેલો લાટ સાહેબ.'

જેને રૂસ્તમજી 'લાટ સાહેબ' કહેતા તે મહંત બન્યો હતો. મહંત જેવા ધાર્મિક કામોમાં એ અજોડ ગણાતો. પંજાબ–કલકત્તા વગેરેના સ્ટુડિયોમાં તેણે કામ કરેલું હતું; પણ એને રૂસ્તમજીનો અનુભવ ન હતો, અને થયો ત્યારે ઘણો જ આકરો થયો. એનું 'તડબૂચ'વાળું ભાષણ આખું કાપી નાખ્યું, તેનો ઘા હજી રૂઝાયો ન હતો. એને એ સંવાદ પસંદ હતો. એણે જ પૂછ્યું:

'કયો! ભોજકાલિદાસવાળો?'

'એજ, તમે ભોજ કાલિદાસ કહ્યું તેજ એકલું ભોજ રાખો. કાલિદાસ કાઢી નાખો.'

મહંતજીએ હસવું દાબવાનો ચાળો કર્યો અને ગળું ખંખારી આસ્તેથી બોલ્યા.

'એ બરાબર શેઠ–પણ આ સંવાદનો સંબંધ જોતાં કાલિદાસની જરૂર લાગે છે.'

મહંતજી મનમાં બબડ્યા. 'ચાર ગધેડાના રાજા !'

'મેં કહ્યું ને એકલો ભોજ રાખો.' શેઠ ત્રાડી ઊઠ્યા. 'આ સ્ટુડિયો હું ચલાવું છું. કે તમે ?'

'જેવી તમારી મરજી.'

શેઠ બિપીનને સમજાવવા લાગ્યા.

'જુઓને, આ એક્ટરો...' એટલામાં મદનલાલ પાછા ફૂટી નીકળ્યા.

'રૂસ્તમજી—અરે—રૂસ્તમજી !'

'વળી શું થયું ?'

'કાલિદાસ કેમ કાઢી નાખ્યા ?'

'એકલો ભોજ બસ છે. મારે ભોજના બાપદાદાઓ કયો વંસ- વંશી...સું...ઝાડ આપવું છે ?'

'પણ આમાં એના બાપદાદાઓ કયાંથી આવ્યા ?'

'વળી ભોજ શું ખોટો છે કે તેના બાપનું નામ આપવું ?'

'બાપનું નામ ?' મદનલાલ ગભરાઈ ગયા. બિપીન હસવા માંડયો. અને મહંતજી મોટેથી હસ્યા. શેઠ લાલચોળ થઈ ગયા.

'કાંય, સાલા ભોજનો બાપ વલી કાકો કાલિદાસ, તેનું શું કામ છે?'

મદનલાલ જોઈ રહ્યો.

'અરે રૂસ્તમજી, ભોજ તો રાજા હતો અને કાલિદાસ તો કવિ હતો.'

'તો તેને જુદા જુદા રાખો—સાથે બાપ-દીકરા જેવા કાંય મૂકો છો ? કેમ બિપીન ?'

'શેઠ, તમારી વાત તદ્દન સાચી છે, પણ સેંકડો વર્ષોથી ભોજ-કાલિદાસ સાથે બોલાય છે એટલે આ ભૂલ લાખો માણસો કરતા જ આવ્યા છે. મૂળ રાજા ભોજ, એ ગાંગાતેલીનો સાવકો દીકરો. તે મુંબઈ પહેલી નિશાળ સ્થપાઈ તેમાં ભણેલો. એનો માસ્તર કાલિદાસ, એ હિંદુસ્તાનની ગીલીદંડા ટીમનો કેપ્ટન હતો. અને ભોજ રાજા થયો ત્યારે કાલિદાસ માસ્તર ને માસ્તર જ રહ્યો; એટલે એણે દારુ પીને કવિતા લખવાનું શરૂ કર્યું. રાજાભોજની માનો એ માનીતો હતો, એટલે એની માએ કાલિદાસ સાથે નાતરું કર્યું તેથી ભોજ-કાલિદાસ. રુસ્તમજીને બિપીન માટે માન હતું. એના લખેલા સિનારીઓ હંમેશાં સારા ચાલતા હતા.

'એ ભોજવાળું ફરીથી બોલો.'

'ભોજ-કાલિદાસ સંવાદ.'

'બસ-બસ. એ ભાગ કાપી નાખો. સંવાદો બહુ જ લાંબા છે.'

થોડો વખત રિહર્સલ શાંતિથી ચાલ્યું. શેઠ બિપીન સાથે વાતે વળ્યા.

'આ કચરો મેં કેમ હાથમાં લીધો હશે?'

'એનું કારણ એ કે આ કચરામાં વેરાયલા મોતી તમને અચાનક જડી ગયાં હશે. અને મોતી ઘણાં છે. જો એ બધાં તારવીને ગોઠવાય તો સો ટકા કામ થઈ જાય.'

'તું આખું શું બનાવી શકે?'

'સારું કરી શકું.'

જ્યારે બિપીન નાનો હતો અને ઉત્સાહી હતો ત્યારે ખરાબ વાર્તાઓ કેવી રીતે સુધારી શકાય અને નબળા પ્લોટમાં કેવી રીતે જોસ મુકાય તે બાબત પોતાની હોંશીઆરી દેખાડવા ચારે બાજુ

અભિપ્રાય ફેંક્યા કરતો, અને એ તમામ અભિપ્રાયોનો છૂટે હાથે ઉપયોગ થતો. જ્યારે એણે જોયો ત્યારથી મફત અભિપ્રાય આપવાનું એણે બંધ કર્યું હતું.

'તમારે જો આને સો ટચનું સોનું બનાવવાનો વિચાર હોય તો હું તૈયાર છું. આ ફિલ્મની કુલ આવકમાંથી પાંચ ટકા મને આપજો.'

'આ ફિલ્મમાંથી બે ટકા? આ તો તૈયાર જ છે. એમાં કરવાનું શું છે?'

'તમે જ હમણાં કચરો કહ્યો ને ?'

'એટલે કે મારી દષ્ટિએ–પણ લોક તો તૂટી પડશે. આ તો સંસ્કારી વાર્તાઓના પુનરોદ્ધારનો જમાનો છે.'

'આ વાર્તાનો તો પુનરોદ્ધાર ઓઆથી નહીં પણ ઢગલે ને પોટલે કરવો પડશે. આનું તો પુનરુજ્જીવન કરવાનું છે.'

'પેલો વાંસડો મદનલાલ...એ પાંચ ટકા માનશે ?'

'તમે તો કહેતા હતા ને કે તમારા સિવાય કોઈનું જ ચાલતું નથી !'

'પણ રૂપિયા તો એણે રોક્યા છે ને!'

'રોકેલા જો કાઢવા હોય તો એણે કોઈને બોલાવી સુધારો કરાવવો જ પડશે. મને રોકવાની જરૂર નથી; પણ મને લાગે છે કે આ વાર્તાની ચાવી મારા મગજમાં છે. ફક્ત જરા એનો વળ ફેર-વવાથી આખી વસ્તુ કોઈ ચીજ બની જશે.'

'કયો વળ ?' શેઠે સરળ સ્વભાવે પૂછ્યું.

'અરે સેજ...એટલે કે...જરા અહીં વળાંક–ત્યાં સીધાણું...

એક શબ્દ ઊલટ, એક સુલટ—તમે ક્યાં નથી જાણતા ? બસ એટલું જોઈએ છે.' રુસ્તમજીએ ફુંફાડો માર્યો.

'તને ખાત્રી છે ?'

'એમાં જરા 'મૌનં અપંડિતાનામ્' ની જરૂર છે.'

'બિપીન, તેં મારું ઘણું કામ કર્યું છે! સારું કામ કર્યું છે!'

'તમને પસંદ આવ્યું એટલે બસ.'

'તું હોંશીઆર છે. તું આવે છે તે મને ગમે છે. હું તને એક બીજો સિનારિયો લખવા કહેવાનો જ હતો પણ તારે તો આખો જ લાડવો ખાવો છે.'

'તેજ સારો. કટકે કાંઈ પેટ ભરાય ?'

'જો આમાં અડધા ટકા લે તો બીજો સિનારિયો આપું.'

'તમે અડધા કહ્યા ? ચાર પણ નહીં. પાંચ જ કહો.'

'તો તને બીજો સિનારિયો નહીં મળે.'

'ભલે-બીજા સ્ટુડીઓના શેઠ મારા પ્રત્યે દીકરા જેવો ભાવ રાખે છે.'

'હવે ત્રણ ટકે માની જા. મદનિયાને સમજાવી લઈશ.'

'બે ઊમેરી દો.'

'લે જા, મર-પાંચ ટકા. દેફાં ભાંગે કાંઈ ઘર બંધાશે ?'

'નહીંસ્તો-જરા મને આ શરતોવાળો તમારી સહીથી કાગળ લખી મોકલજો. કાગળ મળે હાજર થઈશ. સાહેબજી, બીજો સોદો રાહ જુએ છે.'

બિપીનના ગયા પછી થોડો વખત શેઠ તદ્દન મૂંગા ખુરશીમાં પડી રહ્યા. એમનું જગત ક્ષણિક ખારું થઇ ગયું હતું. એમને ખુશા-

મતિયાઓથી ઘેરાઇ રહેવાની ટેવ હતી, તેથી આ બિપીનની રીત-ભાત એમને હંમેશાં ખૂંચતી હતી. બિપીનના બોલમાં કે અવાજમાં એમને તિરસ્કારના ભણકારા વાગ્યા કરતા હતા. બિપીનનો ઉપયોગ કરવાની ફરજ પડતી તે એમને ગળે ડચુરો ભરાતો હતો. ખાસ બિપી-નને જ આ કામ આપવાની જરૂર ન હતી. બીજા ઘણાયે લેખકો આ કામ કરી શકત, પણ રૂસ્તમજીનું મગજ ઘેટાંના મગજના બંધા-રણ ઉપર ઘડાયેલું હતું. ગાડરિયો પ્રવાહ એમનું સૂત્ર હતું, બિપીને એમને એક સિનારિયો સુધારી આપ્યો હતો અને તે ઘણોજ સારો ચાલ્યો હતો; એટલે બિપીન સિવાય કોઇ બીજાને બોલાવી શકાય એવો તો એમને વિચાર સરખો પણ આવતો ન હતો. એ તો વિધિના લેખ હતા. બિપીનના મગજને જરા સોજો ચઢયો હતો એટલું જ એમણે નક્કી કર્યું. બીજું કાંઈ કરવાનું હતું જ નહી.

બિપીનના મગજને સોજો ચઢયો હતો એ વાત મનમાં નક્કી થઈ એટલે શેઠનું મન જરા હળવું થયું અને એમણે રિહર્સલ ઉપર પાછી નજર ફેરવી. મહંતના જ સિનોનું રિહર્સલ ચાલતું હતું. શેઠને આ મહંત પસંદ ન હતો. મદનલાલ પોતે આ મહંતને શોધી લાવ્યો હતો. ચારપાંચ ફિલમોમાં એણે કામ કરેલું હતું. ફિલમો ન વખ-ણાઈ પણ એનું કામ તો બહુ વખણાયું હતું. પેપરોમાં એના માટે સારો અભિપ્રાય અપાયો હતો. મહંતનો પણ પોતાને માટેનો અભિપ્રાય પેપરો સાથે મળતો આવતો હતો. શેઠે પાછી ત્રાડ પાડી જણાવ્યું કે મહંત તદ્દન ખોટી રીતે બોલતો હતો. મહંતની આંખ ફરી અને મરચાં ભરેલા અવાજે પૂછ્યું:

‘ આપ શું કહેવા માગો છો ? ’

‘ તદ્દન ખોટું. ’ શેઠે ફરીથી કહ્યું.

‘ એમ કે ? ’

મહંત વિલાયત જઈ આવેલા હતા. ભણેલા હતા. વિલાયતમાં જઈને નાટક–સિનેમાના જ એક્સપર્ટ બની ગયા હતા. અવાજથી અપમાન કરવાની સંપૂર્ણ શક્તિ એમણે સાધ્ય કરી હતી. એમનું ‘એમ કે’ શેઠને વીંછી સમાન ડંખ્યું. મહંતે માગણી કરી:

‘મને જરા મહેરબાની કરીને બોલી બતાવશો?’

‘લોકો તરફ મોઢું ફેરવીને બોલો–પીઠ ફેરવીને નહીં.’

‘મારી ભૂલ થતી હશે, પણ મારી ધારણા પ્રમાણે તો જેની સાથે વાત ચાલતી હોય તેની સામે જોવું જોઈએ. પછી તમારા સ્ટુડિયોમાં પીઠ ફેરવીને વાતચીત કરવાનો ધારો હોય તો મને ખબર નથી. ફિલમનો કાયદો તો આ છે. શેઠમાં વસતો બોંબ ફાટી નીકળ્યો. ‘કોઈ ફિલમનો કાયદો શું હોવો જોઈએ’ એમ બોલતું ત્યારે શેઠનું મગજ ફાટી જતું. વાતચીત તે લોક માટે કે એક્ટર માટે?

‘ફિલમોનો કાયદો? એ વળી સું છ? એ કયાંથી જડીયો? આપ સું શેકસપિયર છો?’ પારસી ગૃહસ્થોને મોટે ભાગે હંમેશાં અંગ્રેજી લેખકો અને કવિઓ યાદ હોય છે. બીજાનાં નામ પણ જાણવાં એ એમના મનથી ઘણી હલકાઈ ગણાય છે.

‘આ નાટક નહીં પણ ફિલમ છે. શેઠ, તમને હજી નાટકના જ ખ્યાલ મગજમાં રમી રહ્યા છે. ફિલમમાં શેઠ, કેમેરા ફરી શકે છે, એટલે મોઢું પ્રેક્ષકો તરફ ફેરવવાની જરૂર નથી.’

‘ચૂપ રહે—સામો જવાબ નહીં જોઈએ.’

‘મહેરબાની કરીને આપ બરાડશો નહીં. મારા કાન મારે હજી કામના છે. આપનો અવાજ કુદરતી જ કર્કશ છે અને બરાડો છો ત્યારે સાંભળનારને તાવ ચડે છે.’ પોતાના જ સ્ટુડિયોમાં પોતાનાં જ અવગણના અને અપમાન એ શેઠને માટે અજાણ્યો અનુભવ હતો. મહંતનો જવાબ સાંભળી શેઠ એક ક્ષણ તો અબોલ થઈ ગયા પણ તરત જ ગર્જ્યા:

'તને બરતરફ કરવામાં આવે છે, સમજ્યો ?'

'આપની ભૂલ થાય છે. હું રાજીનામું આપું છું.'

મહંતે પોતાનો પાર્ટ આસિ. ડાયરેક્ટરને પાછો સોંપ્યો અને રાજાને શોભે એવી ચાલથી દરવાજા તરફ પ્રયાણ કર્યું.

'તમારા અભિપ્રાય પ્રમાણે કામ કરનાર કલાકાર તમને મળી આવે તો મને જરા જણાવજો. મારે એને જરા જોવો પડશે.'

મહંતની પીઠને શેઠે પડકારી.

'અરે! કલાકારની માંય મૂઈ. આય એકસ્તરાઓમાંથી હીરા બનાવસ, સમજ્યો. લાવ પેલા રાસવાળાઓને બોલાવ.'

'રાસવાળાઓ હાજર થાઓ. શેઠ બોલાવે છે.' આસિ. ડાયરેક્ટરે બૂમ મારી. જ્યારે રાસવાળા હાજર થયા ત્યારે શેઠ એમને જોઈને જરા ઢીલા પડી ગયા. એના મનમાં કીડો પેઠો કે શેઠ તો મારી ગયા પણ ફજેતો થવાની વારી આવી. એકસ્ટ્રાઝ એટલે કે જેને દહાડિયા કહે છે, તે એક એવી જાત હોય છે કે હંમેશાં બધા જ સરખા લાગે છે. શેઠનું વલણ અત્યારે એમની તરફેણમાં હતું તોપણ એમની આંખે એક કામ લાગે એવો દેખાયો નહીં. જ્યારે એ તદ્દન નાસીપાસ થઈ ગયો ત્યારે એની નજર એક દુબળા-પાતળા યુવાન ઉપર પડી. છેક ખૂણામાં એ ઊભો હતો. એને તરત જ હૃષ્ટપુષ્ટ મહંતને બદલે કૃષ સંન્યાસી યાદ આવ્યો અને એ યુવકને બોલાવ્યો:

'એ તું-પેલો.'

'હું ?'

'હા, તું-તારું નામ ?'

'નામ ચંદુ. ચંદ્રવદન, તમે નથી જાણતા ?'

'બંગાળી છે કે ?'

'હેં-હાસ્તો-બિલકુલ બંગાળી.'

'કદી કામ કર્યું છે?'

'કામ? સમજ્યો. કામ એટલે ફિલમમાં કામ! કરેલું. કૉલેજમાં અને કૉન્સર્ટમાં કૂદેલા ખરા.'

એની ભાષાથી શેઠ આનંદમાં આવી ગયા. એના મગજમાં સાધુનો કૉમિક પાર્ટ ઠસી ગયો. મોઢું હસી પડ્યું.

'જો, તારે આ મહંતનો પાર્ટ કરવાનો છે, સમજ્યો? આજે ઑફિસમાં આવીને તારો ઍપોઇન્ટમેન્ટ ઑર્ડર લઈ જજે. ચાલો કામ બંધ કરો.'

પાંચ મિનિટ પછી પદ્મા હસતી હસતી એને અભિનંદન આપવા દોડી આવી. 'પદ્મા, આજે જી. આઈ. પી. હોટેલ નહીં, આજે હું હીરો બન્યો એટલે સીધા તાજમાં, સમજી? આજે જલસો. કેમ? ચાલ તારા પીઠબળની જરૂર છે. બિરાદર ચાલ.'



## પ્રકરણ ૩ જું

## વીણાનો વાંધો

તાજમાં કેટલાક કલાકો એવા હોય છે જે વખતે આપણા બધા જ ઓળખીતા ભટકાઈ જાય છે. પદ્મા અને ચંદ્રવદન જેવાં દાખલ થયાં તેવી સામે જ વીણા ભટકાઈ. એકલી, એક નાનું ટેબલ પકડી બેસી રહી હતી.

'ઓહો—આઈ મીન—સાહેબજી—કેમ વીણા, કોઈની વાટ જુએ છે?' ચંદ્રવદને વિવેક કર્યો.

'કેમ ચંદુ, હું બિપીનની વાટ જોઉં છું. આજે અહીં મળવાની એની ચિઠ્ઠી આવી હતી. પણ મેં તને હજી અભિનંદન તો આપ્યાં નથી. તું તો જાદુગર લાગે છે.'

'થેંક્સ. આપણો માનીતો યુવાન હીરો પોતાની પસંદગીના ધંધામાં વિમાનવેગે આગળ ધપે છે. અમારો ખબરપત્રી ચંદ્રવદનની ખાસ મુલાકાતે ગયો ત્યારે ફત્તેહથી એમનું ચક્કર ભમી ગયેલું માલૂમ પડ્યું ન હતુ. એમણે અમારા ખબરપત્રીને કહ્યું કે પોતે હાલમાં વીસ પચીસ રૂપીઆનો ખાવાપીવા ઉપર ખુરદો કરવા પધારે છે! વીણા, જાદુ જેવું થયું લાગે છે, અને પગાર—પેલો મોટો પગાર—તું સમજીને? જ્યારે તમામ મિલકત ગુમાવી બેઠા હોઈએ ત્યારે એ પગાર કેવો મીઠો લાગે છે?'

વીણા તો ચંદ્રવદનના મોઢાં સામે જ જોઈ રહી. પદ્માથી ન દેખાય તેવી રીતે એ જાતજાતનાં વાંકાંચૂંકાં મોઢાં બોલતે બોલતે કર્યાં જ કરતો હતો. વીણાને લાગ્યું કે એનો પ્રયત્ન આવો નફ્ફટ

આંખ મિચકારીને કાંઈ સંદેશો પહોંચાડવાનો હશે. એ પણ સમજ્યા વગર સંમત થઇ.

'બરાબર છે.'

ચંદ્રવદનના મોં ઉપર ઉપકાર વરસી રહ્યો અને પદ્માને લઇને ચાલતો થયો. ચાલતે ચાલતે પદ્માએ પૂછ્યું:

'વીણા પણ બિપીનને ઓળખે છે?'

'હેં, શું? વેટર...'

ચંદ્રવદને ધ્યાનથી ખાવાપીવાનો ઓર્ડર આપ્યો.

'હાં-શું કહ્યું? હાસ્તો. હું-બિપીન-અને વીણા લંગોટિયા દોસ્ત.'

'અને આટલે વર્ષે પાછા તમે એકઠા મળ્યા, ખરું?'

'હા. એ પ્રભુ!'

'શું થયું?'

'કાંઇ નહીં, એક તાર કરવો ભૂલી ગયો. ચાલો લંચ પછી વાત.'

ચંદ્રવદને રુમાલ કાઢી ગાંઠ વાળી. એની યાદદાસ્તી તેજ કરવા આ ઉપાય હોઇ એણે ગમ ખાઇ લીધી. નરેન્દ્રને તાર કરવાનો હતો કે બધું છોડીને મુંબઇ આવે. વીણા સાથે હવે વધારે વાતચીત કરવી અશક્ય હતી; એલચી તરીકે એ ફેલાઇને ખવાઈ ગયો હતો. જો વીણાને કોઇ પણ મનાવી શકે તો નરેન્દ્ર પોતે જ. ચંદ્રવદનને ખાત્રી હતી કે વીણા નરેન્દ્રને જોશે એટલે પીગળી જશે. બે પ્રેમી પંખીડાં આમ અટવાય એ ચંદુને મન મૂર્ખાઇ હતી. રુમાલ ખીસામાં મૂકી પદ્માને રાજી કરવામાં એણે ધ્યાન આપવા માંડ્યું. એ કામ એને સરળ લાગ્યું; કારણ જેમ જેમ એને પદ્માનો પરિચય થતો ગયો તેમ તેમ એની સાથે વાતચીત કરવી એને સહેલી લાગતી ગઇ.

વીણાને જોવાની મઝા પડતી હતી. સિનેમાની ઘણીખરી એક્ટ્રેસીઝ, ત્યાં કોઇ પુરુષ-મિત્રને લઈને હાજર થવા લાગી. એક

જોડીમાં મતભેદ ખુલ્લો દેખાતો હતો. બંનેનાં મોઢાં ગંભીર હતાં. એટલામાં રૂસ્તમજી ટપકી પડ્યાં.

રૂસ્તમજીના મુખ ઉપર વાદળ છાઈ રહ્યું હતું. જીવનના ટેકાં પ્રસંગો ઉપરનો એમનો રોષ શમ્યો દેખાતો ન હતો. પણ વીણાને જોતાંજ વાદળાં વિખેરાઈ ગયાં અને એમણે સ્મિતનો પ્રયત્ન કર્યો.

'ઓઈ! કેમ તદ્દન એકલી—એકલાં?'

વીણા જવાબ આપે કે થોડા વખત માટેજ એ સ્થિતિ છે તે તે પહેલાં તો શેઠે ચાલુ રાખ્યું:

'ચાલો, મારી સાથે લંચ લેવા.'

'તમારો મોટો ઉપકાર.' અણગમાના અવાજે વીણાએ વિવેક કર્યો 'પણ હું તો કોઈકની વાટ જોઉં છું.'

'એ કોઈકને કાઢી નાંખ.' શેઠે હુકમ કર્યો.

'એ મારાથી બને એમ નથી-તદ્દન અશક્ય છે.'

રૂસ્તમજીના મુખ ઉપર પાછાં વાદળ ઘેરાવા માંડ્યાં. એમનું આમંત્રણ એટલે રાજઆજ્ઞા મનાતી હતી.

'હું કહું છું ચાલ.'

'માફ કરો!'

રૂસ્તમજી એની સામે ટગર ટગર જોઈ જ રહ્યા, બોલવા માટે હોઠ ફફડાવ્યા પણ અવાજ નીકળતાં પહેલાં પીઠ ફેરવી ચાલતી પકડી. આવી જાતનાં આચરણનો એમને અનુભવ ન હતો. તરત જ બિપીન આવ્યો.

'એ ડુક્કર તને શું કહેતો હતો?'

'મને લંચ માટે બોલાવતો હતો.'

બિપીનના આનંદી મોઢાં ઉપર જરા ગુસ્સો આવ્યો.

'એ ત્યાં ગયો ખરું ?'

'હા.'

'તો આપણે અહીં જઈએ ચાલ.' બિપીને ગુસ્સો કાઢી નાખ્યો.

'વીણા, તું આવી એ તારી મહેરબાની, મને ખાત્રી ન હતી.'

'તેં મને બોલાવી તે તારી મહેરબાની કે મારી ?!'

બિપીન હસ્યો.

'તાળીઓ. સજ્જન મિત્રો મળી... વગેરે વગેરે–કેવો વિવેકી વાર્તાલાપ–સાંભળવો કેવો ગમે છે અને વીણા. તને શી ખબર કે મુંબાઈમાં આ એકજ સાડી મને ગમે છે ?'

'એ તો વાતચીતમાંથી પ્રસિદ્ધ થઈ જાય છે. તને ગમે છે?'

'સાડી બનાવનારનું આ એકજ સર્જન છે. ચાલ અહીં બેસીએ.'

બંને બેઠાં. ભીંતોના મીઠા રંગ અને ઠંડી બતીઓથી વીણાને શાંતિ મળી. એને જરા થાક પણ લાગ્યો હતો. ત્યાં સંગીત પણ એની પસંદગીનુંજ થતું હતું. એનો અને બિપીનનો પ્રથમ મિલાપ કલકત્તામાં ફીર્પોમાં થએલો. તે તેને યાદ આવ્યું. આ હોટેલમાં બીજો મિલાપ હતો. એટલામાં કેટલાય ફેરફારો થઈ ગયા, પણ બિપીન ક્યારનો વાત કરવા પ્રયત્ન કર્યા કરતો હતો.

'તું મારા ઘરમાંથી બહુ જલદી જતી રહી!'

'મારે ચંદુને મળવું નહોતું.'

બિપીને દીલસોજી દેખાડી કહ્યું:

'વીણા, મારે તારું ખાણું બગાડવું નથી, પણ ચંદુ તમામ હકીકત જાણે છે. તું ક્યાં છે એ જાણે છે. એ પદ્માનો મિત્ર થયો છે અને એની પાસેથી તમામ તારે વિષેની બાતમી મેળવી લીધી છે; પણ વીણા, પરમ દહાડે તો એના અવાજથી તું મારા ઘરમાંથી

નાસી ગઈ. અને મેં તને આટલા બધા સમાચાર કહ્યા તેની તારા ઉપર કાંઈ અસર થઈ લાગતી નથી.'

વીણા ખડખડાટ હસી પડી.

'તમને ખબર નથી ?'

'શેની ?'

'ચંદુએ તો મદનલાલને ફોસલાવીને ફિલમમાં કામ ઊભું કર્યું. રાસમાં દાખલ થયો. ને પેલા બેરિયાને હાથે હાડમાર થતો હતો પછી શેઠ પેલા મહંત સાથે લડયા અને શેઠે કહ્યું કે રાસવાળામાંથી હું હીરો બનાવીશ અને ચંદુને શેઠે પસંદ કર્યો; એટલે હવે ચંદુ તો હીરો છે અને મોરકળા કરી નાચે છે.'

બિપીન પેટ પકડીને એટલા જોરથી હસ્યો કે પાસેના ટેબલ ઉપર એક જણના હાથમાંથી ગલાસ પડી ગયો. વીણાએ ટોકયો.

'અરે ! કેટલો અવાજ, બધાં જ અહીં જુએ છે.'

'પણ થાય શું ? આવા સમાચાર મનુષ્યને જીંદગીમાં એકજ વખત સાંભળવા મળે છે. હું કહેતો આવ્યો છું અને આખર સુધી કહીશ કે શુદ્ધ પાગલપણાની દષ્ટિએ ફિલમ લાઇનને કોઇ ન પહોંચે. આ લાઇનમાં કાંઇજ બનાવ અશક્ય નથી. અલાદીનનું જાદુઇ ફાનસ આ લાઇનિ આગળ મગતરું છે !'

'તમને પણ એમ જ લાગે છે ? મને તો આવી છું ત્યારનો એજ વિચાર આવે છે. આ તો એક ગાંડાની ઇસ્પિતાલનો ચાલુ જલસો છે.'

'પણ ચંદુને ફિલમમાં આવવાની શી જરુર પડી ?'

વીણા ગંભીર થઈ ગઈ. જે બાબત ભૂલવા માગતી હતી તે પ્રથમથી યાદ આવી.

'એ કહે કે મારા ઉપર નજર રાખવા દાખલ થયો.'

ગાંભીર્ય એ ચેપી રોગ છે. બિપીનનું હાસ્ય ઊડી ગયું. એને પણ અણગમતા વિચારો તાજા થયા.

'ચંદુની વાત તદ્દન સત્ય છે. મને ખબર નહીં એનામાં આટલી બધી અક્કલ હશે!' વીણા ભડકી ઊઠી.

'ચંદુની ભૂલ છે. હું કાંઈ બાળક નથી. હું શું કરું તે મારી ખાનગી બાબત છે.'

'તારી બાબત તે બીજાં ઘણાંની બાબત નીકળશે એમ મને લાગે છે. એ મારી બાબત પણ હોય એમ મને વહેમ છે. તું ફિલ-મમાં કામ કરે એ મને પસંદ નથી, હવે મને ભલે ખાઈ જા.'

'મારે માટે આપ આટલી ફીકર કરો છો તેને માટે હું આપનો ઉપકાર...'

'તેં કહ્યું 'ખાઈ જા'-મેં કાંઇ મને કાઢી નાખવાનું નહોતું કહ્યું. જો મેં તારા ફ્રોકમાં કીડા નાંખ્યા છે એ પુરાણી મૈત્રીનો હક્ક હું ભોગવીને તને ફરીથી કહું છું કે તું ફિલમમાં કામ કરે એ મને પસંદ નથી.'

'મેં એમ નહોતું જાણ્યું કે તમે પણ આવા–આવા...' વીણાએ કોઈ જડબાતોડ શબ્દની શોધ કરી આવા દાદીમા હશો.'

'તારી બાબતમાં હું દાદીનીએ મા–અને તેની દાદી અને તેની પણ મા છું. તું–ફિલમમાં–કામ–કરે–એ–મને–પસંદ–નથી. અને વળી જેમાં પંડિતજી ડાયરેક્ટર અને રૂસ્તમજી શેઠ હોય.'

'કેમ પંડિતજી અને રૂસ્તમજી?

'કારણ, એ માણસો તારે ઓળખવા જેવા નથી.'

'વાતમાં માલ નથી.'

'આ વાતમાં ઘણો માલ છે. તેં ડાયરેક્ટરો અને ફિલમ–માલિક વિષે વાંચ્યું હશે?'

'હા અને મને એમાં અતિશયોક્તિ અને મૂર્ખાઈ જ જણાઈ.'

'તે તો છે જ. મોટે ભાગે સારા હોય છે. સાધારણ રીતે એ ગૃહસ્થ જાત હોય છે અને એમનું વાતાવરણ જોતાં ઘણાંજ ગૃહસ્થ પણ વેપારમાં એ તમને નહીંજ છેતરે એ ન કહેવાય. આ ફિલમના ધંધાની લડતમાં બચકા ભરવા અને આંખો ખેંચી કાઢવા સિવાય દરેક જાતની છૂટ છે. મનુષ્ય કે ઈશ્વરનો કોઈજ કાયદો ફિલમ–દુનિયામાં લાગતો નથી. આમાં જોડાયા પછી એની ટેવ પડી જાય છે. ફિલમના મેનેજરને મળવા જતે પૈસાનું પાકીટ ઘેર રાખવું અને વાત કરતે રુમાલ હાથમાં જ રાખવો વગેરે કાયદા પાળો તો કાંઈ ખાસ નુકશાન નથી થતું. એ તો બધું ધંધા પેટેજ છે. જો કોઈ ફિલમવાળો તમને ઠગી જાય તો એ જીત્યો અને તમે એને ઠગી જાઓ તો તમે જીત્યા. એકમેકને ઠગો તેનું ફિલમ લાઈનમાં દુઃખ નથી હોતું. બીજે દહાડે જાણે કાંઈ બન્યું જ નથી તેમ એકમેકને મળે અને રાતના આઠ વાગ્યા પછી મધ-રાત સુધી અને પૈસાની સગવડ હોય તો એનાથીએ મોડે સુધી બધાય દીલોજાન દોસ્તો થઈ જવાના. સવારે એના ખાસ મિત્રને ઠગ્યો હોય અને સાંજે જ તે ઠગાય એમાં કોઈને બહાર અંટસ ન મળે. એટલે ફિલમ લાઈનના ડાયરેક્ટરો અને માલિકો માટે સાધારણ સાંસારિક, વ્યાવહા-રિક નિયમો લાગુ પાડવા એ એમને અન્યાય કરાય છે. એમનો વાંક નથી. એ લાઇનમાં મળેલા વારસાનો વાંક છે. કોઇ ઘરફાડુ લૂંટારો વાઘરણ–કોલણને પરણે તો તેનાં છોકરાં ફિલમ લાઈનમાં જ જાય અને લોહીમાં ઊતરેલું જ્ઞાન ન જાય અને એમની નીતિ...'

એટલામાં વેટર જમવાનું લાવ્યો અને બિપીન જરા ચૂપ રહ્યો. જ્યારે વાત જામી હોય ત્યારેજ વેટરો વચ્ચે ટપકી પડવાના.

'અને ફિલમની નીતિની વાત જરા જુદી છે. ઘણાખરા માલિકો આધેડ ઉમ્મરના ઘેર બૈરીછોકરાંવાળા છે. એ તો ફક્ત પૈસા કમાવા ધંધો કરે છે અને એ લોકોને એમાંથી મળતા બીજા

આડકતરા લાભની આકાંક્ષા નથી હોતી. એમના સ્ટુડિયોમાં કામ કરતી યુવતિઓ એમની નજરે પૈસા કમાવાનાં યંત્રો જ હોય છે; પણ આપણા શોખીન પંડિતજી અને ઘૂરકતા રૂસ્તમજીના પંથ ન્યારા છે. રૂસ્તમજી એ સ્તુત્ય નાગરિક નથી, એ પંઝા મારે છે. એ ઘાસમાં છુપાએલા સાપ જેવો ભયંકર, ફેરાસરોડમાં રાતે રખડતા દારુડિયા જેવો નફ્ફટ છે. રૂપાળી સ્ત્રીઓ જોઈ એની મોંફાડ કાનથી કાન સુધી પેંચાઈ જાય છે. એ જૂવે છે, ફતરડો છે, બગાઈ છે. એ જાડો ગાભા જેવો અને લબડી પડેલો છે. એનો આત્મા છપસણીઓ છે, હૃદય સુકાઈને ભુંભલા જેવું થઈ ગયું છે અને આંખ ડુક્કર જેવી છે. હું એના ઉપર ટીકા કરવા કે એને ઉતારી પાડવા માગતો નથી. એવો મારો ઈરાદો હોઈ શકેજ નહીં; પણ એ લોકોને માનની દૃષ્ટિએ જોતાં અને એમના ફક્ત સારાજ ગુણો ધ્યાનમાં લઇએ તો કહેવું પડશે કે એ લોકોમાં રાની બિલાડો અને કાદવમાં ઘણા વખતથી ચિટકેલો પત્થર ઉચકીએ અને નીચે જે નીકળે એ બંનેનું મિશ્રણ હોય છે. આ કારણોને લીધે તું ફિલ્મમાં કામ કરે છે એ મને પસંદ નથી.'

વીણા આ તમામ અસ્વસ્થતાથી સાંભળતી હતી. એના પંડિતજી અને રૂસ્તમજી સાથેના મિલાપોથી એને વહેમ પડતો હતો કે બિપીનના કથનમાં ઘણું સત્ય છે. બિપીને કહેલી ડુક્કરની આંખ એના શરીરનું સૌંદર્ય તપાસતી એણે ઘણી વખત પકડેલી હતી. પણ એની મગરુરી એ વાત કબૂલ કરવામાં નડી.

'મને કોઈની મદદની જરુર નથી.'

'એની મને શંકા જ નથી. તું જો કાદવિયા લીલવાળા ખાડામાં પડે તો પણ તું તારી સંભાળ જરુર લઈ શકે, પણ હું કિનારે ઊભો હોઉં તો તને પડવા દઉં અને તારાં તરફડિયાં જોઈ આનંદ પામું એ કેમ બને? આ સ્ટુડીઓમાં છોકરીઓને શું સહન કરવું પડે છે

એ હું જાણું છું. વરસાદમાં પણ પલળતા ઊભા રહેવું પડે, કામ કોઈ જ નહીં અને જરા જો વાતચીત કરે તો ચામડાં સસ્તાં થઈ જાય અને મુખ્ય પાત્રોને બાદશાહી.'

'એ વાત તારી ખરી છે, એમ તો થાય છે.'

'હંમેશાં થયા જ કરવાનું. જો સુથારને એક ખીલો ઠોકવાનો હોય તો પણ એ એકાદ એકટ્રેસને સાથે રાખવાનો. વીણા, તારે છોડવું જ પડશે. તારા માટે અશક્ય છે આ કામ...'

'આ કામ મને ગમે છે.'

'નવું છે ત્યાં સુધી પણ...'

વીણાએ ખરા દીલનો કકળાટ કર્યો 'પણ તમે કેમ સમજતા નથી? મારે કામ જોઈએ છીએ. એ મારું ઔષધ છે. મારા મનનો એકાંત તોડવા મારે કશું પણ કામ કર્યા વગર છુટકો જ નથી. મને ક્યાંય પણ નથી ગોઠતું. એ અણગમો કાઢવા બીજો શો ઉપાય? મારા મનની સ્થિતિ તું નથી જાણતો? તને ચંદુએ વાત તો જરુર કરી હશે. ન કહી હોય તો પણ કલકત્તાની વાત તમે જાણતા હતા અને અહીં મુંબઈમાં મને એકલી જોઈને તમને બધી ખબર પડી જ હશે. બિપીન, તું ન સમજે? તને કોઈ દહાડો એવો કારી ઘા નથી વાગ્યો? એવી જીવલેણ નિરાશાનો ફટકો નથી લાગ્યો? કે જેના પછી આપણી નજરે આખી દુનિયા ફાની લાગે છે? અને એ અનુભવ પછી તને નહોતું લાગ્યું કે એનો ઉપાય ફક્ત કામ–કામ અને વધારે કામ કરવામાં જ છે?

'હું પહેલી મુંબાઈ આવી ત્યારે મારું મગજ ચસકવાની અણી ઉપર જ હતું. દરબારકાકાએ મને ગામડે મોકલી હતી, જ્યાં મારે વિચારો કર્યા સિવાય બીજો કોઈ વ્યવસાય ન હતો. એ મારાથી ન સહન થયું. હું નાસી આવી અને પદ્માને મળી અને આ કામ

પણ મળ્યું. એ કામે મારું માનસિક સમાતોલપણું સચવાઈ રહ્યું. આ કામમાં મને આખો દહાડો મહેનત પડે છે અને રાતે થાકી જાઉં છું એટલે વિચારે ચડી જવાનો પ્રસંગ જ મળતો નથી. એ તો અકસીર માત્રા છે. અને હું એ છોડવાની નથી. અને તેં જે કહ્યું તે તો મારે બીજી છોકરીઓ સાથે સહન કરી લેવું પડશે. બીજાં કરે જ છે ને!'

'એ તો બડાઈ ગયેલાં છે.'

'તો હું પણ બડાઈશ, બીજું શું કરું! કાંઈ તો કરવું જ જોઈએ ને?'

બિપીને પાસે આવીને વીણાના હાથ ઉપર હાથ મૂકીને બોંબ છોડયો. 'જરૂર–મારી સાથે લગ્ન કર.'

× × ×

આ અચાનક હુમલાથી વીણા ચૂપ થઈ ગઇ. એણે હાથ પાછો ખેંચી લીધો. આશ્ચર્યની નજરે બિપીન તરફ જોઈ રહી. એને અર્ધ ખ્યાલ હતો કે આસપાસ લોકો હતા અને ઘોંઘાટ કરતા હતા. બેંડ પણ વાગતું હતું. મગજ તીવ્ર બની ગયું. ઝીણી ઝીણી બાબતો પણ એના લક્ષમાં આવવા લાગી, એટલામાં બધું જ ઊડી ગયું અને બિપી-નની એકી ટસે જોઈ રહેલી પ્રેમભરેલી બે આંખો જ દેખાઇ.

એણે આસપાસ જોવા માંડયું. એને બહુ જ નવાઈ લાગી કે આ બધા લોકો કેમ ખાધાપીધા કરે છે? બધા જ એની સામે કેમ નથી જોઇ રહ્યા! અને એ શું જવાબ આપશે એની વાટ જોતાં તટસ્થતાથી વીણાને એકલું અટૂલું લાગવા માંડયું. એ લોકોને વીણાની કીંમત નહોતી અને એનું શું થાય છે તે જાણવાની ઇચ્છા પણ ન હતી. જડ પદાર્થમાં અને આ લોકોમાં કાંઇ જ ફરક ન હતો. બેદરકાર

દુનિયામાં એ એકલી જ હતી અને એના ગુંચવાડા એણે પોતે જ ઉકેલવાના હતા.

વીણાના લગ્નનાં ઘણાં માગાં આવ્યાં હતાં અને એણે નરેન્દ્રને પસંદ કર્યો હતો, પણ આ તમામ અનુભવોમાંથી બિપીને જે પ્રસંગ ઊભો કર્યો તેને પહોંચી વળવાનો રસ્તો એને ન જડયો. ભૂતકાળમાં એને વિચાર કરવાનો વખત પણ મળતો. વાત કર્યા પહેલાં એને ઘણા દિવસથી ખબર પડી જતી કે અમુક વ્યક્તિની આંખ એને જોઈને ચળકવા માંડી છે; પણ આ બિપીનની જેમ સાધારણ વાતચીતમાં લગ્નનો બોંબ છોડનાર એને કોઈ નહોતો મળ્યો.

આસ્તે આસ્તે એને યાદ આવવા માંડયું કે બિપીનમાં પણ ચિહ્નો તો જણાયાં હતાં.

'બિપીન !' એનાથી બીજું તો કાંઈજ ન બોલાયું.

બીજા બધા પ્રેમયાચકોથી બિપીન કાંઈ એને જુદો લાગ્યો, એ વધારે મહત્ત્વનો લાગ્યો અને એના માનસિક સ્વાસ્થ્ય માટે વધારે ભય લાગ્યો. વીણાએ પોતાનો હાથ બિપીનના ખભાને અડકાડયો. એ ચમકયો, એનું મોઢું લાલ થઈ ગયું.

'બિપીન તું–તું દયાળુ છે, પણ...'

બિપીન ખોટું હસ્યો.

'તારા મનથી હું પરગજુ છું ? હું એવો નથી. મારવાડીના પૈસા જેવો જ તારી બાબતમાં હું સ્વાર્થી છું. બાળક ચંદ્ર પકડવા રડે છે એટલો જ હું પરગજુ છું. હું તને પરણવાની યાચના કરું છું કારણ તારા જેવી કોઈ બીજી થઈ નથી અને થવાની પણ નથી.

મારી દુનિયા તું જ છે. નાનપણથી જ તું મારી જીવનસાથી છે. મને કોઈ બીજી સ્ત્રી માટે હજી સુધી વિચાર સરખો પણ નથી આવ્યો. બારચૌદ વર્ષથી તો હું તારાં જ સ્વપ્નાં સેવું છું, તારા જ વિચારો કરું છું. તારા વિષેજ કલ્પનાઓ દોડાવું છું. ક્યાં હોઈશ ! કેવી હોઈશ ? શું કરતી હોઈશ ? પહેલાં મને એમ લાગતું કે નાનપણની જીંદગી મારી વધારે સુખી ગઈ હશે એટલે આમ થતું હશે. હું ધારતો હતો કે ગયા દિવસો પાછા કદી નહીં આવે ! એ દર્દ મટાડવા હું તારો ઔષધ તરીકે ઉપયોગ કરતો હોઈશ ! તને યાદ કરતો એટલે મારો સુખીમાં સુખી સમય તરી આવતો. મારાં જૂનાં સંસ્મરણોની તું સુખદેવી હતી. પછી હું તને કલકત્તે મળ્યો. અને સ્વપ્ન બદલાયું. મને તારી યાદગીરી નહીં પણ તારી માલિકી જોઈતી હતી, તું મારા ભૂતકાળની દેવી હતી માટે નહીં પણ તું-તું પોતે જ મારા જીવન માટે જરુરી લાગી. તે દહાડે નાટકમાં તું બોલી અને મને સમજાયું કે મારા મનનો માલિક હું નહોતો. તેજ રાત્રે મારી સ્વામિની મને જડી. હું તારી આંખો, તારો અવાજ, તારું સ્મિત અને તારી બહાદુરીના પ્રેમમાં ડૂબી ગયો. તેંજ કહ્યું કે તારી સગાઈ થઈ ગઈ હતી, થવી જ જોઈએ; પણ તેંજ કહ્યું એટલે મારી અદેખાઈ મારાથી ન દાબી શકાઈ. અને તેં મને યોગ્ય શિક્ષા પણ કરી પણ હવે-હવે બધું બદલાઈ ગયું છે. મારા નિશ્ચય સિવાય બધું જ બદલાયું છે.'

જોડેના ટેબલ ઉપર એક જાડો માણસ ટગર ટગર જોઇ રહ્યો હતો. બિપીન બહુ જ ધીમેથી બોલ્યો હતો પણ એ જાડિયાને લાગ્યું કે હવા તંગ હતી. પહેલાં વીણાને આ ભરેલા રુમમાં એકલું લાગ્યું હતું. હવે આ માંસના ડુંગરની આંખો એને તમામ જનતાની આંખો જેવી લાગવા માંડી. એ પાડાની જેમ ફાટી આંખે જોયા કરતો હતો અને વીણાને ગુસ્સો આવ્યો. એની આંખમાં આંસુ હતાં તે એ ડુક્કર જરુર જોઈ જવાનો.

'બિપીન!' એનો અવાજ થરકાઈ ગયો 'બિપીન, એ અશક્ય છે!'

'પણ કેમ? શા માટે? વીણા!'

'કારણકે–બસ અશક્ય છે.'

બંને ચૂપ રહ્યાં.

'કારણ કે બિપીનને બોલતે ગળામાં કાંઈક ભરાયું. પેલો નરેન્દ્ર નડે છે?' આનંદના સ્થાનમાં આ દુઃખી વિષય એને સાલવા માંડ્યો. બેન્ડમાં ઘણીજ ઝમકદાર ચીજ વાગતી હતી અને જખમી હૃદય હોવા છતાં વીણાનો પગ તાલ આપ્યા જ કરતો હતો. જોડેના ટેબલ ઉપર કોઈ ખડખડાટ હસતું હતું. બાજુમાં વળી પાછી એકલી અટુલી પડી ગઈ. બિપીન માટે એનું હૃદય પીગળી ગયું. એની સાથે આંખ ન મેળવી શકી પણ જો મેળવે તો એ આંખોમાં પોતાનાથી ન અપાય એવી માગણી ભરેલી હતી એ એને ખબર હતી. એણે ધીરેથી ઉત્તર આપ્યો.

'હા.'

ટેબલ હાલ્યું. બિપીને જોરથી પકડ્યું હતું. બિપીન નજદિક આવ્યો. વધારે મોટો દેખાયો અને ઘણોજ દુઃખી લાગ્યો. એને દુઃખ આપવું વીણાને જીવ પર આવ્યું પણ પેલા બેંડ સાથે એના પગનો ઠેકો ચાલુજ હતો.

'પણ એક યાદગીરી ઉપર જીવન કઢાય?' બિપીને સીધો જ પ્રશ્ન પૂછ્યો.

વીણાએ છેવટે સામું જોયું. બિપીનની આંખ ઉછળીને એને ચોંટી પડવા જેવી લાગી.

'તું નથી સમજતો, તું કેવી રીતે સમજે!' વીણાએ નિસાસો નાખ્યો.

'પણ એ તો પૂરું થયું–ખલાસ થયું!'

વીણાએ ડોકું હલાવી ના પાડી.

'પણ આ બન્યા પછી તું એને ચાહી શકે?'

'મને ખબર નથી પડતી.' વીણાએ દુઃખ રેડયું.

આ શબ્દોએ ચંદ્રવદનને ગભરાવ્યો હતો. હવે બિપીને પણ ફાંફાં માર્યાં.

'તને ખબર નથી?'

વીણાએ આંખો મીંચી દીધી. આ વીણાની નાનપણની યુક્તિ હતી. જ્યારે કાંઈ રસ્તો ન સૂઝે ત્યારે આમ જ આંખો મીંચી દે, સસલાની જેમ દુનિયાથી પોતાને અલગ પાડવા.

'બિપીન, એક મિનિટ ચૂપ રહે, મારે જરા વિચાર કરવો છે.'

વીણાની આંખો ઉઘડી.

'જો સમજ, સમજીશ કે નહીં તે પ્રભુ જાણે પણ હું કોશીશ કરી છૂટીશ. ધાર કે તારો એક ઓરડો છે. એમાં સુંદર ચીજો ભરચક ભરેલી છે. અને એમાં જરા પણ ફાલતુ જગ્યા નથી. હવે એમાં કાંઈ નવીન મૂકવું હોય તો એ પહેલાં ભરેલી ચીજો બહાર કાઢવી પડેને? ભલે એની કીંમત કશી જ ન હોય પણ અંદર ભરેલી હોય તેનું શું?

'સમજ્યો.'

'બિપીન, મારા બાળમિત્ર, મારું હૃદય હમણાં ભરેલું છે. હું જાણું છું કે એમાં ભાંગેલોતૂટેલો નકામો માલ ભરેલો છે, પણ એને કાઢવો તો પડેને? એને કાઢવાને વખત પણ જોઈએને? મેં તો અમૂલ્ય ચીજો–રામજીને–હૃદય ભર્યું અને હું છેતરાઈ પણ તે તો હજી ત્યાં જ છે. એનું મારે કરવું શું?'

બેંડ બંધ થયું. એકદમ શાંતિ થઈ ગઈ. એટલામાં કચકચાટ કરતી છોકરીઓ અને ઘોંઘાટ કરતા પુરુષોનું એક ટોળું પેઠું. વેટરે બિપીનને બિલ આપ્યું અને નોટ લઈ છૂટું લેવા ગયો.

'વીણા, હું સમજ્યો. આ કાંઈ જ બન્યું નથી હો. આપણે પહેલાંની જેમ મિત્રો છીએ ને?'

'હા–હા.'

'પણ' બિપીને હસવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો. 'મારા શબ્દો યાદ રાખજે. એક દીન એવો આવશે...અને પછી...!'

'ઈશ્વર જાણે.'

'એક દીન જરુર આવશે. આવશે એવી મને આશા તો રાખવા દે. મારી વાત જ મૂકી દે. નક્કી કરવાનું તારે જ છે. હવે હું એક શબ્દ પણ નહિ બોલું. કદી તારો હૃદય–ઓરડો જો ખાલી થાય તો એના ઉપર 'ભાડે આપવાનો છે'નું પાટિયું મારવાનો પ્રસંગ નહિ આવે. હું વાટજ જોતો હોઈશ. અને ક્યાં મળીશ તે તું જાણે છે. ત્યાં સુધી આ 'આપનો આજ્ઞાંકિત સેવક બિપીન!' બસ, ચોખ્ખું ચંદન જેવું થયું?'

વીણાએ એની સામે વહાલભરી નજર કરી.

'તારા હૃદય જેવું ચોખ્ખું, બિપીન, એ ઓરડો ખાલી થાય તો તારા સિવાય કોઈને જ નહીં મળે, એ તો તું જાણે છે ને?'

'તો બે મિનિટમાં તું જોઈશ કે આ આપણા વેટરનું લોહી ઊડી જશે. એ પચાસ રુપિયાની નોટ વટાવવા ગયો છે. અને આપણું બિલ દસેક રુપિયા થયું છે. બાકીના વધેલા ચાલીસ રુપિયા એને ઈનામમાં હું આપીશ.'

'પણ એટલા બધા અપાય?'

'પાઇએ પાઈ. અને દરવાજા ઉપર જે યોદ્ધો ઊભો છે તેને પાંચ રુપિયા બીજા. આપણા મહાન રૂસ્તમજીના શબ્દોમાં આ તાજ રકુડીઓમાં અત્યારે મારું રાજ્ય છે.'

પડોશનો જાડીઓ જોયા કરતો હતો. એ બન્ને ઊભાં થયાં અને વેટર એક હાથમાં નોટો પકડી બીજા હાથે ખુરશીનો ટેકો લઈ ફાટી આંખે જોયા કરતો હતો. જાડીઆએ મનમાં નક્કી કર્યું 'પ્રેમી યુગલનો ઝગડો હતો તે પતી ગયો.' એણે દાંત ખોતરવા સળી મંગાવી.



# પ્રકરણ ૪ થું

## રુસ્તમજી અને કિસ્મત

મુંબઈમાં કેટલીક હોટલો ચોવીસે કલાક ઉઘાડી રહે છે. સ્ટુડિયોમાં જ્યારે રાતપાળી ચાલતી હોય છે ત્યારે અવારનવાર સ્ટુડિયોની મોટરમાં ડાયરેક્ટર અને તેનો માનીતો સ્ટાફ ગમે તે બહાને ચાપાણી માટે ત્યાં જાય છે. ત્યાં સ્ટુડિયોના બીજા કારીગરો પણ જમા થાય છે. લંડન હોટેલ અને એવી બીજી હોટેલોમાં રાત્રે બાટલી પણ મળી શકે છે. રાતપાળી હંમેશાં એક બે કલાક મોડી શરુ થવાનો કાયદો જ હોય છે; ત્યાં સુધી સુથાર, પેઇન્ટર્સ, ફર્નિચરવાળા અને લાઈટ ગોઠવનારાઓની ધમાલ ચાલુ જ રહે છે. કેમેરામેન, રેકોર્ડીસ્ટ અને આસિ. ડાયરેક્ટરની વાટાઘાટો હંમેશાં અપૂર્ણ જ રહે છે. છેવટે એકાદ વાગે કામ શરુ થાય છે. ચિંથરાં જેવો થઈ ગએલો સ્ટાફ સવારના પાંચ વાગે ચા પીવા નીકળે છે. અડધો મેક–અપ, અડધાં પોતાના અને અડધા કંપનીનાં કપડાં, થાકેલાં મોઢાં અને શરીરોનો મેળો ભરાય છે. બેગમ તો ટેબલ ઉપર માથું નાખી ઊંઘી જ ગઈ. કોઇ શીલીંગ તરફ એક ધ્યાનથી જોઇ રહી. કોઈ સૂર્યોદયની રાહ જોતી બેઠી. એકલી ‘ બેબી ’ ઉપર કાંઈ જ અસર નહોતી થઈ. યુવાનીના જોરમાં એ તદ્દન તાજી જ લાગતી હતી. પોતાની બેગમાંથી અરીસો કાઢી મુખ નિહાળતાં બોલી: ‘ ઓહો ! આ ફિલમનું પણ શું આકર્ષણ છે ! છોકરીઓ કેમ

ઘર છોડી નાસતી હશે! આ મોઢું દેખાય છે તે છે તો મોઢું પણ એક મોઢા સાથે સમાજમાં કેમ ફરાય?"

એક રાતપાળીના નોકરે લાવીને નાસ્તો મૂક્યો. બધી જ છોકરીઓ તૈયાર થઈ ગઈ. ફિલ્મલાઈનના તમામ કારીગરો ખોરાક જોઈને ટટાર થઈ જાય છે. ફિલ્મની દુનિયાના રહેવાસીઓ ચોવીસ કલાકમાં ગમે ત્યારે ખાઈ શકે છે અને ખાધું એટલે તદ્દન તાજા. શાંતિ તૂટી અને વાતચીત ફાટી નીકળી.

બેબીએ શરુઆત કરી.

'જો થાકી ન જવાય તો આના જેવી બીજી જીંદગી નથી. અને હજી આ તો શરુઆત છે. બહેનો, તમે જાણો છો કે આ બધું જે 'શુટીંગ' થાય છે તે ખોટું છે? કારણકે આ આખો સિનારિયો બદલાઈ જવાનો છે. અને આ આપણી બધી જ મહેનત નકામી જવાની.'

'કેમ? આમાં શું ખરાબ છે?'

બેગમ હસી.

'તું યે હસવાનું કહે છે. આમાં શું ખરાબ છે? ગાંડી એમ પૂછ: આમાં શું સારું છે?' બેબીએ વાત બદલી.

'આમાં એક મહાન પ્રશ્ન છે, તે એ કે હોટેલોમાં વેટરો પણ મહિને દહાડે સોથી વધારે રુપિયા કમાય છે તો આ ધંધામાં શું કામ ફસાતા હશે? ગાયનની તરજો સારી છે પણ ઉસ્તાદી છે. અને શબ્દો તો સમજાયુ જ નથી પડતી, પણ શેઠે એની સગવડ કરી છે.'

'શેઠ કાંઈ ચૂકે એમ નથી.' બીજી બોલી 'પણ વાર્તાનું શું?'

'હું વાર્તામાં ધ્યાન જ નથી આપતી.'

બેબી હસી.

'તને શ્રદ્ધા છે, મને નથી. મેં તો વાર્તા બરાબર સાંભળી. તદ્દન આંસુઢાળ છે. પણ એ તો બદલાઈ જશે. આવી ફિલમમાં હું કામ કરું તો મારી આબરુને ધોકો લાગે. તેં બિપીનને ન જોયો ? એ નોંધ લેતો હતો. એને આ વાર્તા ફરીથી લખવા માટે રોકયો છે.'

વીણા ઉંઘમાંથી ઊઠી.

'બિપીન ત્યાં હતો ?'

'ચોક્કસ – છેક પાછળ બેઠો હતો.'

વીણા ખુશ થઈ કે દિલગીર તે એને સમજ ન પડી. તાજના મેળાપ પછી તે એને મળી જ નહોતી. અને રિહર્સલોની ધમાલમાં વખત પણ ન મળ્યો. એને મનના ઊંડાણમાં ખાત્રી તો હતી કે બિપીન વિષે એને કાંઈ પણ નિર્ણય તો કરવો જ પડશે, પણ કામ અને થાકથી ઘેરાઇ જવાથી એણે એ વાત અભરાઈએ ચડાવી હતી. જ્યારે જ્યારે એનું મન ઘણું ઉદાસ થઇ જતું ત્યારે બિપીનને યાદ કરવાથી ચોમાસામાં સૂરજના પ્રકાશની જેમ એનું હૃદય તરત જ પ્રફુલ્લિત બની જતું, પણ એની સાથે જ નરેન્દ્ર રુપી વાદળ એ સૂરજને ઢાંકી દેતું. વાત તરફ ધ્યાન આપ્યું ત્યારે વાત બદલાઇ ગઇ હતી. બેબી બોલતી હતી.

'ખરેખરી મોકાણ તો એ છે કે અથથી ઇતિ સુધીનું રિહર્સલ કર્યા પછી જ્યારે ખરેખરું રિહર્સલ શરુ થશે ત્યારે આપણામાંથી એક જણને રુખસદ મળશે.

'એ ખરી વાત છે.' મદ્રાસણે ટહુકો પૂર્યો.

'એમ બને જ નહીં.' વીણાએ ખાત્રી આપી.

'જરા ધીરજ રાખ.' બેબીએ અનુભવ કહ્યો ' રૂસ્તમજીને 'તેર'–નો બહુ જ વહેમ છે એટલે આપણને તેર જણને કદી નહીં રાખે.

'પણ આટલી મજૂરી કર્યા પછી એવું કોઇ ન કરે.' વીણાને આશ્ચર્ય લાગ્યું. બધી જ છોકરીઓ હસી. ફિલ્મમાલિકો વિષેનો વીણાનો અભિપ્રાય એમને નવીન લાગ્યો.

'એ ગમે તે કરી શકે.' બેબીએ ખાત્રી આપી.

'તને હજી કશી માહીતિ નથી' બેગમ બોલી 'હજી તું આ લાઇનમાં ઉછરતી છે.' બેબીએ ચુકાદો આપ્યો.

'આ ધંધામાં રજા આપવી એ નો નિત્યનિયમ છે.'

'પણ એ તો અન્યાય. બહુ શરમભરેલું કહેવાય.'

'જેને ન્યાય જોઈતો હોય તેણે આ ધંધામાં જોડાવું નહીં.' બેગમે શિખામણ આપી. અને સૂઈ ગઇ.

બેગમ સૂતી એટલે બધા જ વેરાઇ ગયા. વખત મળે સૂઈ લેવા બધાં તત્પર થયાં. બેગમને કાન ઉપર બરફ ઘસી ઉઠાડી અને બધાં બહાર પડયાં. વીણા છૂટી પડી ગઇ અને દરિયાકિનારે ગઈ. એને પોતાની ઓરડીમાં જવાનો ત્રાસ હતો.

આકાશ સ્વચ્છ હતું. મળસ્કાનો સૂર્ય મીઠો લાગતો હતો. દરીઓ ચળકી રહ્યો હતો. વીણાએ આંખો મીંચી અને વિચારે ચડી ગઇ.

જો બિપીન આ વાર્તા સુધારવાનો હોય તો મળવાને પ્રસંગ ઘણો આવશે એને મળવા માટે પોતાની તૈયારી વિષે એને સંદેહ હતો. પણ એક આશ્વાસન હતું કે ફિલ્મના વિષય સિવાયની વાતચીત કરવાનો એ એક જ રસ્તો હતો. ચંદ્રવદન નકામો થઇ ગયો હતો કારણ એને મુખ્ય ભૂમિકા ભજવવાની હોવાથી એ તો ફિલ્મી દુનિયામાં ડૂબી જ ગયો હતો. ચંદ્રવદન બે જ વાત કરતો. એક વિષય 'ગંગોત્રી' અને બીજો વિષય એમાં એનું પોતાનું કામ, બાકીનો

સમય એ પદ્મા સાથે જ ગાળતો. બન્નેની અવિભક્ત જોડી હતી. એકબે વખત વીણા એમની સાથે જમવા ગઈ હતી, પણ ચંદ્રવદનનાં આ બે વિષયનાં ભાષણો—જે પદ્મા વેદવાક્ય જેવા રસથી સાંભળતી. તે સાંભળીને ધરાઈ ગઇ હતી. એ એકલી પડી ગઈ હતી. બીજી ઘણી છોકરીઓ એને પસંદ હતી, પણ એ તમામને ઈલાહીદું મિત્રમંડળ હતું એટલે એ વધારાની પડતી. બિપીનની હાજરીથી એનો અસહ્ય એકાંત હળવો તો થશે! એ એક બાંકડા ઉપર બેઠી અને તરત જ ઉંઘી ગઈ. ઉંઘમાં ગોથું ખાધું એટલે જાગી ગઈ અને પોતાની ઓરડીએ જવા આળસ મરડી તૈયાર થઇ.

'ઓહો—સાહેબજી—નમસ્તે—ગુડ મોર્નીંગ.'

'અરે—બિપીન!'

'કેમ નવાઇ લાગી?'

'ના—બેબી કહેતી હતી કે તમે રિહર્સલમાં હાજર હતા.' બિપીન પડખામાં બેઠો.

'નાસ્તો કર્યો?'

'હા—તમે કર્યો?'

'હજી હવે—કેમ લાગે છે?'

'જરા થાક લાગે છે.'

'પણ તું હજી જીવે છે? મેં ઘણાં રિહર્સલો જોયાં છે પણ આ તો પરિસીમા છે. દર વખતે સેટીંગ લગાડીને શું કામ રિહર્સલો કરાવે છે! સાદા ડ્રેસમાં ખુલા સ્ટુડિયોમાં રિહર્સલ કરાવતે શું મોત આવે છે. પણ જો કે મને ખબર છે કે ફિલ્મી દુનિયામાં અનુચિત અને અગવડતા-વાળાં કાર્યો જ થવાનાં. સવાર સુધી સેટીંગ તૈયાર નહીં થાય એ જાણતા હતા છતાં રાત્રે નવ વાગે જ હાજર કરવાના. તું તો 'લાશ થઈ ગઈ હોઇશ. કેમ સૂઈ ગઈ નથી?'

'ચાલવાનો કંટાળો આવ્યો. પણ હવે તો મારે જવું જોઈએ.'

વીણા અડધી ઊઠી અને પાછી બેસી ગઈ. દરીઆના પાણીનો ચળકાટ એને છોડવો ન ગમ્યો. એણે આંખ મીંચી. બિપીનનો અવાજ સંભળાતો હતો, પણ ધીરો અને દૂર નાસતો લાગ્યો અને પછી બંધ જ પડી ગયો. એની આંખો ઘેરાઈ અને એણે ઘેરાવા દીધી. વીણા ચમકીને ઊઠી. આંખ ઉઘાડીને બંધ કરી દીધી. સૂરજ તો તપતો હતો.

વીણાએ ફરીથી આંખો ઉઘાડી. એણે બિપીનના માથાનો તકિયો બનાવ્યો હતો.

'હું ઊંઘી ગઈ હતી કે શું?'

બિપીન હસ્યો.

'ના રે ના, જરા ઝોકું આવી ગયું હશે.' એણે ખભો મસળવા માંડ્યો! 'તને જરૂર જ હતી. કેમ થાક ઊતર્યો?'

'અરે રામ. હું આટલો બધો વખત તમારો ખભો જ કચ્ચડતી હતી? તમે કેમ ખસી ન ગયા?'

'ખસું તો તું નીચે જ ગબડે એમ હતું. તેં તો આંખો મીંચીને મારા ખભા ઉપર પડતું જ મૂકેલું.'

'કેટલા વાગ્યા?'

'દસેક વાગવા આવ્યા છે.'

'દસ?' વીણાની ઊંઘ ઊડી ગઈ. 'તમારો ખભો તૂટી નથી ગયો? ત્રણ કલાક તમારો ખભો જામ કર્યો?'

'એમાં શું! હું ધારું છું હું પણ જરા સૂઈ જ ગયો હોઈશ. આપણે બંને પાછાં જાગ્યાં એટલી ઈશ્વરની મહેરબાની.'

'પણ તમે તો તદ્દન ભૂખ્યા છો!'

'જો હમણાં રસગુલ્લું પસાર થાય તો એનો શિકાર કર્યા વગર છોડું તો નહીં, પણ હોજરી ભરવા હજી ઘણો વખત છે. ઘણા

ડાકટરો કહે છે કે સવારમાં નાસ્તો ન કરવો જોઈએ અને ફકીરો તેમજ સાધુઓ આત્માની ઉન્નતિ કરવા દિવસો સુધી ખોરાક જ લેતા નથી. તારી ઓરડીએ પહોંચાડી દઉં? તારે જરા પથારીમાં રીતસરનો આરામ લેવાની જરુર છે.'

'એ ખ્યાલ જ છોડી દે. જઈને કાંઈ ખાઈ આવ.'

'એ તો થશે. તને ઘેર પહોંચાડવાનું પહેલું.'

વીણાને એની હાજરીથી સંતોષ થયો. એ વાત તો હવે નિઃશંક હતી, કે બીજા કરતાં બિપીન કાંઈ જુદી જ અસર કરતો. એનું મન એને પાપી લાગવા માંડ્યું. જાણે કાંઈ ચોરીછૂપીથી કરતી હોય એમ થઈ આવ્યું.

'બિપીન!'

'ફરમાવો.'

'મારે માટે આટલી લાગણી ન રાખવી જોઈએ.'

'છટ–દુઃખમાં કોઈને હાથ આપવો કે ખભો આપવો એમાં શો દોષ છે?'

'મારો કહેવાનો અર્થ તો તું સમજે છે. મારાથી...એટલે કે...હું હજી...'

બિપીનના મુખ ઉપર સ્મિત રમી રહ્યું.

'હું ધારું છું તે જો તું કહેવા મથતી હોય તો તે કહીશ નહીં. એનો તો તોડજોડ તાજમાં થઈ ગયો. હું વસ્તુસ્થિતિ સમજી ગયો એની ફીકર ન કરીશ.'

બિપીને એને ઉઠાડીને ચાલવા માંડ્યું.

'આ રસ્તો ખરો છે? તું બતાવ. તારા મનની સ્થિતિ હું સમજી શકું છું.'

આપણે બે જૂના મિત્રો સિવાય બીજું કાંઈ જ નહીં, પણ

જૂનો મિત્ર હોઈ મેં જૂના મિત્રના હક્કો ભોગવવાની છૂટ લીધી છે. જો જૂનો મિત્ર એક જૂના મિત્ર તરીકે ન વર્તે તો જૂનો મિત્ર કેવી રીતે વર્તે? હું હવે આ વિષયને રુખસદ આપું છું. અને તને પણ હવે વાતચીત કરવાનો કંટાળો આવ્યો હશે.'

'જરાય નહીં.'

'તો મારે તને અગત્યના સમાચારો આપવાના છે. બિચારો માઈકલ ઉર્ફે મદનલાલ મરણ પામ્યો.'

'શું કહો છો?'

'એટલે કે 'મરણ પામ્યો' શબ્દો અલંકારિક છે. એ મનુષ્ય રૂપી વાંસડો હજી શ્વાસોચ્છ્વાસ લે છે. અને જ્યારે અમે છૂટા પડ્યા ત્યારે ઘેર જવા જે એણે દોટ મૂકી તેના ઉપરથી કહી શકું છું કે ધાન ખાય છે અને પચાવી શકે છે; પણ સત્ય એ છે કે એ મરણ પામ્યો છે. એનું હૃદય ટુકડા થઈ ગયું છે. આખા રિહર્સલ પછી રૂસ્તમજી, હું, એ ઊંટ અને ડાયરેકટર પંડિતજીની કમિટી મળી અને રૂસ્તમજીએ એને ચોખ્ખા શબ્દોમાં—એટલે કે મેં મારી જીંદગીમાં આના કરતાં વધારે ચોખ્ખા શબ્દો સાંભળ્યા નથી—એવા સચોટ શબ્દો અને અલંકાર વગરની નાગી ભાષામાં કહી દીધું કે આ સડેલ, ગંધાતી, વાર્તા જે ભંગિયાને બ્રાહ્મણ બનાવવાની કોશિષ છે તે—હું તો રૂસ્તમજીના શબ્દો વાપરું છું—પરહાથે ફરીથી લખાવવી પડશે અને એ પર હાથ તે આ.

આ જમણી બાજુએ જમણો પરાયો હાથ અને આ ડાબી બાજુએ ડાબો વિદેશી હાથ છે. મદનલાલની કલામય કૃતિનું ખૂન કરવા કસાઈ તરીકે મારી નિમણૂંક કરવામાં આવી છે. હું એ આખી વાર્તા ફરીથી લખવાનો છું. એટલે કે ત્રીજો ભાગ તો મેં લખી પણ નાખ્યો છે. રૂસ્તમજીને આ ભવિષ્ય પહેલેથી જ દેખાએલું એટલે મને

પખવાડિયાથી કહેલું જ હતું. કાલથી નવાં રિહર્સલો શરુ થશે. જો કે હું જ કહું છું પણ આ વાર્તા મલીયાબાદની ફેરી છે. ગાયનોની તરજ અને શબ્દો બની રહ્યા છે. તમારા લોકોને મજૂરી બહુ જ કરવી પડશે.'

'મને તો મજૂરી પસંદ છે, પણ મદનલાલ માટે મને દિલગીરી થાય છે. '

'એ તો ફાવી જશે. નફામાં સિતેર ટકા એનો ભાગ છે. એટલે એ તો લાખો કમાશે, પણ જો ગુસ્સામાં એનો ભાગ વેચી દીધો તો ફસાશે. જતી વખતે એના બોલવા ઉપરથી લાગ્યું કે કોઈ લેનાર મળે તો જરૂર વેચી દેશે.

' એતો ફરીથી સ્ટુડિયોમાં પણ પગ મૂકવા ના પાડે છે. એની વસ્તુ એવી સારી છે કે એની આવી નમાલી ગુંથણી કરી વસ્તુનું ખૂન કર્યું એ એણે પાપ જ કર્યું છે, વળી બીજી પણ એક બિના બની છે.'

'શી ?'

'કરુણ કથા છે. બિચારો ચંદ્રવદન—એ પણ નીકળી ગયો.'

'ના—ના.'

'નીકળી ગયો !' બિપીને દમામથી જણાવ્યું.

'પણ રિહર્સલમાં તો એ સરસ કામ કરતો હતો નહીં ?'

'સરસ ? આફત તો હતો, પણ એ કારણ નથી. રૂસ્તમજીને મુખ્ય પાત્ર ગામડિયાનું જોઈએ છીએ એટલે આપણા ચંદ્રવદન ગમ—ગચ્છ—દુગો થઈ ગયા. આ તો ફિલમ ! એમજ ચાલે. જે સારો એકટર કે એકટ્રેસ મળે તેને યોગ્ય વાર્તા લખવી જ પડે. ચંદુ માટે મારું હૃદય દ્રવે છે, પણ થાય શું ? ગઈ ફિલમમાં એક જણને હાસ્ય-રસનો પાર્ટ આપ્યો અને એનું માથું બોડાવી નાંખ્યું, પછી એના

કરતાં બીજો સારો કલાકાર મળી આવ્યો એટલે પેલાને રજા આપી. ચંદુ બચી ગયો, એ તો ફિલમ છે. તદ્દન દયાહીન.'

'બધાં કહેતાં હતાં કે અમારામાંથી એકને રજા મળશે.'

'એમ બનવાનું કાંઈ કારણ નથી.'

'ન થાય તો સારું.'

'કેમ ઊભી રહી?'

વીણા એક જૂના ઘર આગળ ઊભી રહી. ભાડું ખાવા માટે જે શેઠીઆલોકો બાંધે છે તેવાં જ બાંધ્યા પછી તરત જ કકડે કકડે પડવા માંડે છે.

'હું અહીં રહું છું.'

'અહીં?' બિપીન જોઈ રહ્યો.

'મજૂરવર્ગની સ્ત્રીઓને કોશર કરવાની ફરજ છે. આ અંદરને ભાગે સગવડવાળું છે અને એક જ અઠવાડિયા માટે છે. મને પાછી ઊંઘ ચડી છે, એટલે પથારી ભેગી જ થઈ જાઉં. બિપીન, નમસ્તે. તમે કાંઈ અજબ સમજુ છો. જોજો, નાસ્તો ન ભુલાય.'

×

સાંજના રિહર્સલ સુધી ધડાકો નહોતો થયો. તેરમી સ્ત્રીને કાઢવાનો હુકમ નહોતો છૂટયો. રૂસ્તમજી પારસી હતા એટલે પાશ્ચાત્ય વહેમો વધારે દૃઢતાથી પાળતા. પણ સ્ત્રીમંડળ ગમગીન જ હતું. નવું રિહર્સલ ખતમ થયું અને બધાં જમવા ગયાં. આ પાછી એકડે એકથી નવી મજૂરીથી બધાના ચહેરા ઉપર ગ્લાનિ વ્યાપી ગઈ હતી. બેબી પણ શાંત હતી. હવે તેરમા તરીકે કોનું તેરમું થાય છે તેની જ રાહ જોવાતી હતી. જેવી વીણા જમીને મેક-અપ રુમમાં આવી અને જણાયું કે ઘા પડચો હતો. કોઈ બોલતું હતુંઃ

'બેન, ખરાબ ફટકો પડચો.'

કોઈએ કહ્યું: 'કારી ઘા વાગ્યો.' ત્રીજીએ કહ્યું કે 'હદ થઈ ગઈ.' ચોથી શિખામણ આપતી હતી કે 'એમાં ફીકર કરવાનું કારણ નથી.' વાત ટૂંકી હતી. બેગમ એના જમીના તારની રાહ જોતી હતી. તાર આવ્યો અને ખુશાલીને તરત જ ફટકો લાગ્યો, કારણ બીજો જ કાગળ રૂસ્તમજીનો હતો, જેમાં બેગમને રુખસદ આપ્યાનું ટૂંકું પણ સચોટ લખાણ હતું. રુખસદ કરતાં એ લખાણની નીચતા ઉપર બધાને તિરસ્કાર આવ્યો. છેક સુધી કામ કરાવી બીજે કામ મળતું બંધ કરાવ્યું અને મહિનાની છેલ્લી તારીખે નોટિસ આપી એટલે નોટિસનો મહિનો પણ ન મળે. બેગમ રોઈ પડી. પેલી બાઈ તો કહ્યા જ કરતી હતી. ફીકર નહીં, બેન, ફીકર નહીં, પણ શા માટે ફીકર નહીં તે ભગવાન જાણે. બેગમને આ પગાર બહુ જ જરુરી હતો. એ કપડાં હાથે સીવતી અને જો આ ફિલમમાં છેક સુધી પગાર મળત તો થોડું બચાવીને એ લગ્ન કરવાની હતી. એનો અર્ધાંગો એના એકલાના પગાર ઉપર ગાડું ચલાવી શકે એ અશક્ય હતું અને હવે લગ્ન ઠેલાવવું પડશે, એટલે બેગમ બિચારી અમીરપદું છોડીને હાથરુમાલોનો નીચોવી નીચોવીને ઢગલો કરવા માંડી.

ફક્ત વીણા જ મૂંગી રહી, એને ફટકો આકરો ન લાગ્યો, પણ આ બેગમ સાહેબાના રુઆબની ટોચેથી આ પડતી દશા જોઈ એને લાગી આવ્યું. બેગમ જેના ડોળ કરતી હતી તેનો ખરો ભોગવટો તો ફિલમના માલિકો અને વ્યવસ્થાપકો કરતા હતા. અહીં બેગમનું રુદન અને ફિલમ–વહીવટદારોનું ખાણું તેમજ વીસ્કી એ સાથે જ ચાલતાં હશે. ઉંઘથી દબાઈ ગએલો એનો ગુસ્સો એકદમ જાગૃત થઈ ગયો.

'પણ તમે બધાં આશ્વાસન જ આપશો કે કાંઈ કરશો ?'

'કરશો ?' બધાં જ એકમેકની સામે જોવા લાગ્યાં. કરશો ? એમને કોઈ દહાડો એવો વિચાર પણ નહોતો આવ્યો કે આમાં કાંઈ કરી શકાય. આ તો થાય જ!—એની દિલગીરી દર્શાવવાની! પણ કાંઈ

કરવા બાબત તો શું થાય? થાય શું? વીણાની આંખમાં ઝેર આવ્યું. આ સ્ત્રીમંડળની એ એકદમ નેતા બની ગઈ. એનો ઉગ્ર દેખાવ જોઈ બધાં ડઘાઈ ગયાં. વીણા તો એક વધારા પડતી શાંત છોકરી ગણાતી. બધાંને ગમતી. પણ એનામાં આ લશ્કરી ગુણનો કોઈનેયે ખ્યાલ નહોતો. એણે એક નવો જ નુસ્ખો ઊભો કર્યો અને વાત પણ ખરી.

'બેગમને પાછી ન રાખે ત્યાં સુધી આપણે કામ બંધ કરો.' વીણાએ ધડાકો કર્યો.

છમકલામાંથી તોફાન જાગ્યું. ઉત્સાહ અજબ ચીજ છે. અને દરેક સ્ત્રી ઊંડાણમાં બળવાખોર હોય છે. વળી આ વિચાર પસંદ પડે એવો હતો. હડતાલ, ફિલ્મમાં હડતાલ કદી સાંભળી હતી? વળી નવા કલાકારો રાખવાનો માલિકોને વખત પણ નહોતો. આ તો ઐતિહાસિક બનાવનાં પગલાં હતાં. એક જણ ધ્રૂજતે બોલ્યું: 'હડતાલ!'

'હા, હડતાલ!' વીણાએ પડકાર કર્યો.

'હુરે–કમાલ કરી–હડતાલ–હડતાલ.' બેબી પુકારી ઊઠી. આ પુકારે તાજવું હડતાલ તરફ નમાવી દીધું. બેબી બધાંની લાડકી હતી અને એના મતે શંકાશીલને મજબૂત બનાવ્યાં.

'હડતાલ–હડતાલ.'

વીણા બેગમ પાસે ગઈ. બેગમે રુદન બંધ કર્યું હતું પણ આ બધું સ્વપ્નવત્ સાંભળી રહી હતી.

'બેગમ, ઊઠ, તૈયાર થા–બધાં તૈયાર રહો. હું રૂસ્તમજીને જઈને આપણો નિશ્ચય જણાવું છું. જો નહીં માને તો આપણે અહીંથી હઠવું નથી.'

×

રૂસ્તમજી પહેલું સેટીંગ તપાસતા હતા. શરુઆતનું મોટામાં મોટું સેટીંગ તૈયાર કરીને નાચ વગેરેના મોટા સિનોનું સેટીંગ તે હાડે રાખ્યું હતું. ખૂબ ધમાલ કરી રહ્યા હતા. એની દૃષ્ટિમર્યાદામાં વીણા દેખાઈ.

'લાઈટ વચ્ચેથી હટી જા.' રૂસ્તમજીએ બૂમ મારી અને ધીરેથી ગાળ પણ દીધી.

'જરા હટી જાઓ.' સેટીંગ માસ્તરે વિવેકથી કહ્યું: 'શેઠને સેટીંગ જોવું છે.' મોટા મીસ્ત્રી મૂંગો રહ્યો. ફિલમના મીસ્ત્રી થોડું જ બોલતા હોય છે. ધમાલિયા શેઠ અને એને ટક્કર મારે એવા ડાયરેક્ટરો સાથે જન્મારો લમણાઝીક કરીને આ લોકો બિલકુલ બોલતા જ નથી અને જવાબ આપતા નથી. શેઠે વાંકી ડોક કરી તપાસ કરી.

'સેટીંગ બરાબર નથી.'

સેટીંગ માસ્તર સમજી ગયો.

'હા શેઠ, બરાબર છે. એમાં જરા વધારે અથવા તો ઓછું–એટલે કે સહેજ ઓછું–આપનું કહેવું હું સમજી ગયો.'

પણ શેઠને આ સમજ ન પડી અને બરાડી ઊઠયા:

'આ બહુ જ ભૂરો રંગ છે, સમજ્યો, બરાબર નથી.'

સેટીંગ બનાવનાર મીસ્ત્રીની જીંદગી રાતપાળી કરવામાં જ જતી. દહાડે એ ઉંઘતો અને બાકીનો વખત પથારીમાં પડ્યા રહી બહુરુપી વાંચતો. પણ એક વખત એનાથી અકસ્માત આકાશ દેખાઈ ગયું હતું અને એનો રંગ ભૂરો હતો તે એને યાદ હતું. આ વિષય ઉપર એને ખાત્રી હોવાથી એણે મૌન તોડયું અને કુદરત વિષેનું જ્ઞાન દર્શાવ્યું.

'આકાશ ભૂરું જ હોય છે–મેં જાતે જ જોએલું છે.'

વધારે બોલી ન જવાય માટે બીડી સળગાવી. રૂસ્તમજીએ આ ચાનીની સામે એક ક્રોધની જવાળા ફેંકી. એને જવાબ સાંભળવાની આદત ન હતી. એ કાંઈ ફોલ્લા ઉડાડે એવો જવાબ ગોઠવતો હતો એટલામાં વીણા વચ્ચે ટપકી પડી.

'મિસ્ટર રૂસ્તમજી.'

મેનેજરે રોકી.

'શું છે? છે શું?'

'પ્રેમનું સ્વરુપ બદલાઈને તિરસ્કારનું રુપ સહેલાઈથી થઈ જવું એ મનુષ્યસ્વભાવની નબળાઈ બહુ જ શોકજનક છે. પખવાડિયા પહેલાં રૂસ્તમજીની વીણા ઉપર મહેરબાની હતી. શેઠની આંખમાં એ વસી હતી પણ તાજમાં જમવાની ના પાડવી અને થોડા દિવસ બાદ ફરીથી ના પાડયાથી શેઠનો મત એના આકર્ષણ વિષે બદલાઈ ગયો હતો. એ તો વીણાને જ કાઢી મૂકત, પણ નાચ માસ્તર બેરિયો અને સંગીત માસ્તરનો મત માન્યા સિવાય છુટકો ન હતો. શેઠ જાણતો હતો કે આ નવીન વાર્તામાં બંનેની ખાસ જરુર પડવાની. આ બંને માસ્તરોને ઝડપી લેવા ઘણા માલિકો કોશિષ કરતા હતા, એટલે શેઠે બહુ જ નમ્રતાથી એમનો મત લઈને બેગમને રજા આપી હતી, એટલે શેઠ વીણાને જોઈને ભભૂકી ઊઠયા.

'બોલ, શું છે?'

વચ્ચે સેટીંગ માસ્તરે બચાવ કર્યો.

'શેઠ હમણાં બહુ જ કામમાં છે—બહુ જ.'

અત્યાર સુધી વીણાને ગભરાટ હતો કે વાત કેમ ઉપાડવી, પણ રણક્ષેત્રમાં દુશ્મનનો સામનો થતાંની સાથે જ શાંત સજ્જ થઈ ગઈ અને દુશ્મનને મહાત કરવા માટે જરુરી એવો ઉશ્કેરાટ વગરનો ભસ્મ કરનારો ક્રોધ એના લોહીમાં વ્યાપી રહ્યો.

'મારી વિનંતિ છે કે બેગમને અમારા ભેગી જ રાખીને સિન લેવો.'

'કોણુ બેગમ ?'

એટલું પૂછી શેઠ પોતાનો ગુસ્સો દેખાડવા એક મજૂર ઉપર તૂટી પડ્યા.

'એ ગધેડા, એ લાઈટ ત્યાં નહીં, હજી ઊંચે.'

'તમે એને આજે નોટિસ આપી છે તે.' વીણાએ સમજ પાડી.

'તારે એનું શું કામ છે?'

'અમારું એમ કહેવું છે કે એ નોટિસ પાછી ખેંચી લો.'

'અમે એટલે કોણુ?'

'અમે તમામ સ્ત્રીઓ.'

શેઠે ગરદન તૂટી જાય એટલા ટકાથી વીણા સામે જોયું.

'નથી ખેંચતા. તમારાથી થાય તે કરી લો.'

'તેમ જ કર્યું છે, અમે હડતાળ પાડી છે.'

'શું?'

'જો બેગમ અમારી સાથે કામ નહીં કરે તો અમે 'સેટીંગ'–માં હાજરી નહીં આપીએ. સેટીંગ પડ્યું રહેશે.'

'કાંઈ ગાંડી થઈ છે?'

'થઈ હોઈશ પણ બેગમ નહીં હોય તો ફરીથી કોઈ બીજી સ્ત્રીઓને તૈયાર કરીને સિન લેવો પડશે. અમારું સંગઠન સંગીન છે.'

રૂસ્તમજીને બે અક્ષરથી વધારે લાંબા શબ્દો આવડતા ન હતા. લગભગ તમામ ફિલમમાલિકોનું સાહિત્ય એટલું જ હોય છે.

'તમારું શું છે?'

'અમે નક્કી કર્યું છે કે હું કહું તે પ્રમાણે બધાએ કરવું.'

શેઠની ગરદને બીજો આંરે ઝટકો માર્યો.

'આ કોની લુચ્ચાઈ છે?

શેઠની આંખનું તેજ ગુસ્સાથી છવાઈ ગયું અને અક્કલ આ પરિસ્થિતિ સમજવા વીજળીવેગે મથી રહી.

'મારી.'

'તારી—હું ધારતો જ હતો.'

'તો હું જઈને કહું છું કે તમે નથી માનતા, પણ અમે તૈયાર રહીશું. વિચાર બદલાય ત્યારે કહેજો.'

વીણાએ ચાલવા માંડયું.

'પાછી વળ.'

વીણા પાછી વળી. મીસ્રીએ ફરીથી મૌન તોડયું અને વીણાના કાનમાં કહ્યું:

'દીધે રાખ—પકડમાં દબાયો છે—ફેરવ આંટા.'

એક દિવસમાં બે વખત મૌન તોડયાથી મીસ્રીને થાક લાગ્યો અને જરા વિશ્રાંતિ લેવા એક ખૂણામાં નિરાંતે બાજઠ ઉપર બેઠો અને ઊછળ્યો. કોઈએ ત્યાં લાલ રંગનું કુંડું મૂકયું હતું.

શેઠને આથો આવવા માંડયો અને માનસિક ખીરુ ગાળોથી બબડી ઊઠયું બેરા માસ્તર પધાર્યા. શુટીંગ પ્રસંગે બેરા માસ્તરનો સ્વભાવ જરા અઆની ધાર જેવો રહેતો હતો, આ વાતચીત વખતે એ પોતાની તૈયારીમાં પડયો હતો. સાંભળવાના સંપૂર્ણ અભાવને લીધે એ તમામ બનાવથી તદ્દન અજ્ઞાત હતો. પહેલા સિનના આખરી રિહર્સલ માટે તૈયાર થયો અને શેઠ પાસે આવ્યો.

'હજી કેમ પેલી છોકરીઓ આવી નહીં?'

શેઠના ગુસ્સાઅને તો નિશાન જોઈતું હતું તે મળી આવ્યું. શેઠે અર્થવાહક અને અલંકારિક એવા અજોડ બસો શબ્દોનો તિર-પ્રવાહ એના ઉપર છોડી મૂકયો.

'હેં!' કહી બેરીઆએ કાન પાછળ હથેળી મૂકી કાનનું ભૂંગળું બનાવ્યું.

શેઠે એ બસોમાંના છેલ્લાં પરિપક્વ સો શબ્દોની પુનરોક્તિ કરી. બેરીઆએ શિર ધુણાવ્યું.

'સંભળાતું નથી. શરદી થઇ છે.'

શેઠનું લોહીભર્યું મોઢું અને જાડી ગરદન તણાઇને તુટી જવાનો પ્રસંગ સેટીંગ માસ્તરે બચાવી લીધો. એણે પોતાના હાથનું ભૂંગળું બનાવ્યું અને બેરીઆના કાનમાં રાડ પાડી.

'છોકરીઓ કહે છે અમે કામે નહીં ચડીએ.'

બેરીઆએ સંમતિ આપી.

'બરાબર ન જ વઢવું જોઈએ. આ વઢવાનો વખત નથી.'

'એમને કામ નથી કરવું.'

'નાચ માસ્તરનું મોઢું ગંભીર બન્યું.'

'આમ નથી કરવું ત્યારે કેમ કરવું છે? આપણે કહીએ તેમ કરવા એમને પગાર મળે છે, પછી આમ નથી કરવું, તેમ નથી કરવું—આ ચાળા ન ચાલે.' સેટીંગ માસ્તરે પ્રાણાયામ કરી શ્વાસ રુંધ્યો, ત્રાડ પાડવાની તૈયારી કરી અને રોકાઈ ગયો. એને ઘેર બૈરીછોકરાં હતાં અને જો બાપાને ફેફરું આવે તો સમાજની ઉત્કૃષ્ટ શોધ 'ઘર'નું શું થાય. એણે પેન્સીલ અને કાગળ લીધાં. બેરીઆએ વાંચ્યું અને પૂછ્યું.

'શા માટે?'

એમને માટે બીજું વાક્ય લખાયું. બેરીઆએ વાંચ્યું.

'કારણકે બેગમને રજા આપી, પણ એ તો નાચમાં ખખડેલ છે.'

સેટીંગ માસ્તરે નાક ઉપર કરચલી પાડી. ભમરો ઊંચી કરી અને હાથના હાવભાવથી જણાવ્યું કે આ સ્થિતિ હાસ્યજનક હોવા છતાં ગંભીર છે. મોઢું લબડાવી અને ખભા ઉતારીને જણાવ્યું છે. રસ્તો શો છે?

બેરીઓ તૈયાર થયો.

'હું સમજાવીશ.'

બેરીઓ ગયો અને સેટીંગ માસ્તરે એક થાંભલાને અઢેલીને આંખો મીંચી દીધી. ગળાની બળતરા ચાલુ હતી પણ એક મહાન પ્રસંગ પાર પાડ્યાનો આનંદ પણ હતો. હજી નાચ માસ્તર પહોંચ્યા નહીં હોય અને મ્યુઝિક ડિરેક્ટર આવ્યા.

'આ શું છે? હું વગાડ્યા જ કરું છું, પણ છોકરીઓ ક્યાં? રિહર્સલ ક્યારે થશે? શુટીંગ ક્યારે થશે? પંડિતજી પણ આવી ગયા.'

પાછો સેટીંગ માસ્તર વારે ધાયો.

'છોકરીઓએ હડતાલ પાડી છે.'

'છોકરીઓએ?'

સેટીંગ માસ્તરનો મિજાજ ગયો.

'છો–ક–રી–ઓ–છોકરી શું એ તો જાણો છોને?'

'એમણે શું કર્યું?'

'હડતાલ પાડી–કામ કરવાની ના પાડી. આપણને દગો દીધો.'

'પણ બની શકે જ કેમ? એ બધું ફરીથી કેમ થાય?'

'તો કાંઈ ફીકર નહીં. મજૂરોને ઘાઘરા પહેરાવી નચાવીશું. તમારું મ્યુઝિક કામ લાગશે, લોકોને તફાવત માલૂમ નહીં પડે.'

'હું બચ્ચાઓને સમજાવીશ.'

એ પણ સમજાવવા લાગ્યા. એટલામાં બિપીન અને પંડિતજી આવ્યા.

'કેમ બરાબર ચાલે છે ને? ઘેર બધાં સારાં છે? લો, નિરાંત. મારે ઘેર પણ બધાં આનંદમાં છે. આજે અહીં શુટીંગ રાખ્યું હતું કે મારી ભૂલ થઈ?'

ચારે બાજુ નજર કરી, ભવ્ય હોલનું સેટીંગ હતું. એક્ટરો તૈયાર થઈને બેઠા હતા. કરોડપતિનો જન્મદિવસ ઉજવવાનો જલસો હતો. ફરીથી સેટીંગ માસ્ટરે ચાલુ રેકર્ડ ચડાવી.

'છોકરીઓએ હડતાળ પાડી છે ?'

પંડિતજી ભભકી ઊઠયા. એક પાનની પીચકારી લગાવી બિપી-નને છાંટી નાંખ્યો. કોટની બાંયથી મોં લૂછીને બોલ્યા.

'હેં ?'

'અને ઘડીઆળે પણ હડતાળ પાડી છે. દસ તો વાગી ગયા.'

'પણ કારણ!' પંડિતજીએ રસ લેવા માંડયો.

'એમાંથી એક જણને રજા આપી એટલે ચિડાયાં છે, કહે છે કે એને પાછી રાખો તોજ કામ કરીએ. પેલી નવી વીણાના આ ધંધા છે.'

'વીણાના ?' બિપીનને પણ રસ પડયો.

'વીણાના ?' પંડિતજીનો અભિપ્રાય વીણા માટે ચઢી ગયો.

'એને તો હું હીરોઈન બનાવવાનો છું.'

'શયતાની ચરખો છે, મને તો એ છોકરી કદી ગમી જ નથી.' સેટીંગ માસ્તરે મનની વાત કહી.

'આ આપણાં વચ્ચે નાનો પણ સ્થિતઅજ્ઞ મતભેદ રહેવાનો.' બિપીને વિરોધ દર્શાવ્યો.

'હું એને નાનપણથી ઓળખું છું, અને ઓળખી ત્યારથી મને પસંદ છે, માટે મારા ફિલ્મના દુખસુખના સાથીદાર! જો વીણા વિષે કાંઈ ટીકા કરવી હોય તો અહીંઆં જ રાખજો!'

બિપીને એની પાંસળીઓમાં જોરથી આંગળી ખોસી જગ્યા દેખાડી.

'પણ તમે છોકરીઓની તરફેણમાં ?'

'કેમ નહીં, હું જ છું ને.' પંડિતજી પાન ખસેડી બોલ્યા.

'અને હું ? હું તો જરુર છું જ.' બિપીને ખાત્રી આપી. 'હું તો હંમેશાં દબાયેલા કચડાએલા પક્ષને જ મારો મહાભારત ટેકો આપું છું. આખો વખત રિહર્સલ કરાવ્યું. નવી વાર્તા થયા પછી નવા

નામે પણ મજૂરી કરાવી અને હવે એક મહિનાનો પગાર બચાવીને કાઢી મૂકવી એટલે એને બીજે પણ નોકરીનાં ફાંફાં. એના કરતાં બીજી વધારે નીચતા હોઇ શકે ખરી ? તમે શોધી કાઢો નહીં ત્યાં સુધી એને જ હું શ્રેષ્ઠ માનીશ. અને એ છોકરીઓ કહેશે તો ભાષણ કરીશ અને સરઘસ કાઢવું હશે તો મોખરે ઝંડો પકડીને આગળ ચાલીશ. હજાર વાર એમની તરફ અને થોડા વધારે રૂસ્તજી માંગતા હતા અને મળ્યું. હું તો રાજી–રાજી અને વળી ત્રીજી વખત રાજી થઇ ગયો છું. આ પ્રસંગ શેઠને ગળે ભરાઈ રહે તો વળી વધારે રાજી. શેઠ સાંભળશે તો તમે પણ રાજી જ થશો.'

'ઉફ્–શેઠને જરુર સાંભળવાની તક આપીશ. કોઈપણ સોરાબ કે રૂસ્તમજી પછી ભલે શસ્ત્રસજ્જિત હોય તેનાથી હું ડરું છું એ ખ્યાલનો મારા મિત્ર તું હંમેશ માટેનો ત્યાગ કરજે, મારો મત હું એને કહેવાનો. રૂસ્તમસિંહને યાળ હોત તો એની યાળ પકડી શિકાર કર્યા પહેલાં ઉડાડત, પણ યાળ ન હોવાથી હું એની હજામત કરી નાંખીશ. તમારી અને મારી દૃષ્ટિમાં કાંઈ ઐક્ય લાગે છે ?'

મ્યુઝીક માસ્તર ઢસડતા પગે આવતા દેખાયા.

'કેમ ?' સેટીંગ માસ્તરે સવાલ કર્યો.

'એ તો મારું નથી માનતા. જેમ વધારે મનાવવા ગયા તેમ વધારે નથી માનતા. પેલી બેબીએ મારી લાકડી લઈ લીધી અને બધાએ મારી સામે ઊભા રહીને વંદેમાતરમ્ ગાયું.'

'શબ્દો પણ ગાયા ?' બિપીને પૂછ્યું 'બધા જ શબ્દો ? એમને આવડયા ?'

'પેલી વીણાએ ગવડાવ્યા–હજી નાચ-માસ્તર લમણાઝીક કરી રહ્યા છે, પણ પથ્થર ઉપર પાણી. આ તમામ ખર્ચો માથે પડશે.'

'ચાલો આપણે મિ. રૂસ્તમજીને સમજાવીએ.' પંડિતજીએ બીડું ઝડપ્યું. 'એ ઝક્કી માણસ છે. મનાવવો મુશ્કેલ છે માટે બધા જ ચાલો.'

ફૂરતમજી પાંજરામાં પુરાયલા વાઘ માફક આંટા મારતા હતા, તે આ મંડળ જોઈને ઊભા રહ્યા. બિપીને તરત જ શરૂ કર્યું.

'શેઠ !–મિ. ફૂરતમજી ! છૂટકો નથી.'

'હું નહિ ફરવાનો.'

'તો છોકરીઓને ફેરવો–પેલી ઝાંસીની રાણીએ તમને બરાબર ઝાલ્યા છે.'

'આ ધંધામાં મને વીસ વરસ થયાં....'

'પણ આવો અનુભવ કદી થયો નથી.' બિપીને પાદપૂર્તિ કરી. 'મનુષ્ય જીવે ત્યાં લગી જાણે.'

'પણ આ મને ?'

'કોઈકના ઉપર તો આફત છે જ. તમે નહીં તો કોના ઉપર ?'

'હું બધાને જ રજા આપીશ.'

'બહુ જ સરસ. કેમ માસ્તર. નવી છોકરીઓનો નાચ તૈયાર કરતે કેટલો વખત લાગશે ?'

'એક મહિનો'

'વાહ–વાહ–અને–મ્યુઝીક ગાયનો, બેક ગ્રાઉન્ડ મ્યુઝીક વગેરે ગોઠવતે અને તૈયાર કરતે કેટલો સમય લાગશે ?'

'દોઢ મહિનો.'

'નિરાંત–પેઈન્ટર ખાતામાં પૂછો કે નવા પડદા પોસ્ટરો વગેરે ચિતરતે કેટલો સમય લાગશે ? પછી તમામ છબીઓ–એનલાર્જમેન્ટસ, વગેરેની પબ્લીસીટી પાછી ખેંચી લ્યો અને નવી કરો. તમારો રસ્તો શેઠ સહેલો છે, કેમ પંડિતજી, નવા સ્ટાફ સાથે આખી કચેર કાઢી શકશો ?'

'ના' પંડિતજીએ એકજ શબ્દ કહ્યો.

'કેમ?' શેઠ ફફડી ઊઠ્યા.

'વીણા જેવી કલાકાર મળવી અશક્ય નહીં તો મુશ્કેલ છે.'

'બસ બકવાદ બહુ થઈ ગયો.' શેઠને ફીટ આવવાનો પ્રસંગ થવા માંડ્યો. એટલામાં બેચરશંકર આવ્યા.

'છોકરીઓએ હડતાલ પાડી છે–કામ કરવાની ના પાડે છે.'

શેઠ પાછાં ચક્કર લેવા માંડ્યાં-બિપીને ઘડિયાળ કાઢી. 'વાહ, ૭ સેકન્ડમાં એક ચક્કર. લોહી બહુ જોરમાં દોડતું લાગે છે.'

'જાઓ બધાંને બોલાવી લાવો–કહો કે કોઈને રજા નથી આપી, પણ પેલી વીણા બદમાસને તો હું કાલે જરુર રજા આપીશ. પંડિતજી, આજ રાત્રે એના તમામ સિન લઈ લો.' શેઠે ત્રાડ પાડી.

'જરા ધીરે' બિપીને શેઠના રોષને વધાર્યો, તમારો વિચાર સ્તુત્ય છે પણ એ નિશ્ચયને તિલાંજલિ આપવી પડશે.'

'કેમ, એમાં તમને શું ચૂંક આવી?'

'એજ કે જો વીણા જશે તો મારી સ્ટોરી હું પાછી ખેંચી લઈશ અને એના હજાર ટુકડા કરી નાંખીશ. નવસો યે થાય પણ ફાડી નાંખીશ જરૂર.'

શેઠની લાલ આંખ લીલી થઈ ગઈ.

'હું સમજ્યો તમારી ત્યાં નજર ઠરી છે, પણ એને તો આ પંડિતજી હિરોઈન બનાવવાના છે તે ખબર છે ને?'

'મારા વહાલા મિત્રો, તમે બંને સાંભળો. આ આપણાં મિત્રાચારીભર્યાં શાંત વાતાવરણના ફૂલના ઢગલામાં તમે અમસ્તો અંગાર નાખ્યો. એ ટેવ છોડી દો. તમારી પાટલૂનની બેઠક છે ત્યાંજ

સારી છે, કારણ મારે એને ન છુટકે મારા પગના ધક્કાથી ઊંચે ચઢાવી તમારા તાબામાંથી બહાર કાઢવાનો પ્રયોગ અજમાવવો પડશે. વીણા રહે છે કે નથી રહેવાની ?'

વાતાવરણ તંગ બની ગયું. રૂસ્તમજીએ વ્યૂહરચના તપાસી લીધી. એને બિપીન ઉપર ઘણાં પ્રયોગો અજમાવવાનું દીલ થઈ આવ્યું, પણ લક્ષ્મીના પ્રેમે એને રોકયો.

'ભલે એમ થવા દો.'

'એ વચન છે અને હું તમારી પાસે પળાવીશ, મને દિલગીરી થાય છે કે મારે ટીકા કરવાનો પ્રસંગ ઊડી ગયો. બાકી જો કોઈ વખત નીચતાની શરત થાય તો શેઠ પહેલું ઈનામ તમેજ મેળવો—સાહેબજી.'

રૂસ્તમજી પૂતળાની ભૂમિકા ભજવી રહ્યા હતા. ત્યાં એમના કાનમાં બેરીઆએ પૂછ્યું.

'એ શું કહી ગયો ?'

રૂસ્તમજીએ જવાબ ન આપ્યો.



# પ્રકરણ ૫ મું

## મતભેદનું મહેનતાણું

મદનલાલ ઉર્ફે માઇકલ અને રૂસ્તમજી વચ્ચે ફિલમની વસ્તુ વિષે મહાન મતભેદ પડ્યો ત્યારે રૂસ્તમજીએ ફિલમ–દુનિયાની ભાષા, વળી તેમાંયે તેના માલિક અને તેમાં વળી પારસી એટલે બિભત્સ રસની પરાકાષ્ટાએ પહોંચેલી અલંકારિક ભાષામાં મદનલાલને જણાવ્યું હતું, કે કાં તો વાર્તા ફરીથી લખાવો નહીં તો ફિલમ બંધ કરો. મદનલાલને 'બંધ કરો' એમ કહેવાની તીવ્ર ઇચ્છા તો થઇ આવી પણ એમણે અત્યાર સુધીમાં રુપિયા ચાલીસ હજાર ખરચી નાખ્યા હતા એટલે હવે થોડા જ બાકી હશે ધારી આ કડવો ઘૂંટડો ગળી ગયા અને ખર્ચનો હિસાબ માગ્યો જે એમને રીતસર ટાઈપ કરેલા કાગળોમાં મળી ગયો.

મદનલાલ તાજમાં ગયા અને વ્હિસ્કીસોડા મગાવી હિસાબ તપાસવા બેઠા. મુખ્ય પાત્રોનાં ખાસ કપડાંઓ–Costumes–ના રુપિયા પંદર હજાર હતા મદનલાલના મનથી એટલી મોટી રકમ મદનલાલની સાત પેઢીને કપડાંથી ઢાંકી દે એમ લાગ્યું પણ આગળ વાંચતાં જ્યારે કપડાંના બીજા પાંચ હજાર વાંચ્યા ત્યારે વ્હિસ્કીનો એક જબરજસ્ત ઘૂંટડો ગળવો પડ્યો. તે ઉપરાંત જ્યારે કપડાંના સાત હજારની રકમ નજરે ચઢી ત્યારે તો વ્હિસ્કી એમને ગળે અટકી પડી અને એટલા જોરથી ઉધરસ આવી કે પાસેના ટેબલ પર બેઠેલ પારસી

બાનુ છંટાઈ ગઈ. મદનલાલ વિચારી રહ્યા કે રૂસ્તમજીએ તો આખા મુંબાઈને કપડાંથી ઢાંકી દેવાનો અખતરો કર્યો લાગે છે. આગળ તપાસતાં બૂટ, મોજડી વગેરે રુપિયા પાંચસો, પબ્લીસિટી રુપિયા પાંચ હજાર–તરત જ મદનલાલ બારીમાંથી સૃષ્ટિસૌંદર્ય નિહાળવા લાગ્યા. કે જેનાથી એમના સળગતા આત્માને કાંઈક સાંત્વન મળે.–તરત જ બિલમાં સિનેરી–સેટીંગ્સ વાસ્તે રુપિયા ત્રણ હજાર નીકળ્યા. મદનલાલને કુદરત ઉપર તિરસ્કાર આવ્યો. જરા આગળ વાંચતાં ફરનિચરના રુપિયા ચાર હજાર. અને હવે શુટિંગ શરુ થયું એટલે સિત્તેર હજારથી લાખ ફૂટ નેગેટિવ, બેથી અઢી લાખ ફૂટ પોઝીટિવ–લેબોરેટરીનો ખર્ચ. જોઈની ગ–રાતપાળીઓ આઉટડોરનો ખર્ચ–સિન લેવા પાછળ બહારગામના ખરચા વગેરે બાકી હતું. જો એ ન કરે તો આ ચાલીસ હજાર પાણીમાં જાય. એટલે પારકી વાર્તા ઉપર બીજા સાઠ સિતેર હજાર રુપિયા ખર્ચવાના રહ્યા. અને સાંસ્કારિક, સંસ્કૃતિવાળી વાર્તાઓના પુનરુદ્ધારની મહત્વાકાંક્ષા સંપૂર્ણ કરવા ભારે ખર્ચો કરવા નીકળેલા મદનલાલને તમામ ખર્ચ એમની આશાઓને દફનાવવામાં કરવો પડ્યો. અને જ્યારે એ ફિલમ કાઢવા મેદાને પડ્યા હતા ત્યારે રૂસ્તમજીએ ખર્ચનો અંદાજ માત્ર વીસ હજાર જ દેખાડ્યો હતો. મદનલાલ આ તમામ ખર્ચની હોળી ઉપર તેલ રુપી વ્હિસ્કીનું સારું પ્રમાણ રેડી ઘેર જવા ઊઠ્યા અને ચંદ્રવદન મળ્યો.

'અરે ! તમે આંહીં ક્યાંથી ?'

ચંદ્રવદનની દુનિયામાં ક્ષિતિજની પેલી પાર સુધી અંધકાર છવાઈ ગયો હતો. એ અંધકારમાં તેજ લાવવા ચંદ્રવદન રેલ્વેગાઈડ વાંચતો હતો.

'કેમ. અહીં શું ખોટું છે?'

'પણ, શુટીંગ ચાલે છે ને ?'

'મને રજા મળી, મારો પાર્ટ કાઢી નાખ્યો, એટલે હું ગામ-ડિયાનું કામ કેવી રીતે કરી શકું?'

મદનલાલના ઘાથી ઉભરાયેલા હૃદયમાં એક કારી ઘા વાગ્યો. આ પાત્ર એનું ખાસ પ્રિય હતું, તેને બદલે ગામડિયો—ચંદુએ આગળ ચલાવ્યું:

'એને ધનિયા ગમારનું નામ આપ્યું છે.'

'પણ કરોડપતિને ઘેર?'

'એ પણ કાઢી નાખ્યું. એ તો લડાઇમાં ખૂટ વેચીને લખેશ્રી થયો તેને ઘેર!'

'મોચી?'

'હા, એ તો કહે કે એમાં હાસ્ય રસ જ જોઇએ.'

'પણ એમાં હાસ્ય રસ જ હતો. છૂપું હાસ્ય! સમાજ પર મીઠો કટાક્ષ! આ સહન નહીં જ થાય. આ તો મારું હડહડતું અપમાન થાય છે. હું હમણાં જ માટુંગા જઇશ.'

મદનલાલ ટેક્સી કરીને સ્ટેશને ગયા.

'શેઠ!'

'કેમ?'

'એક રુપિયો, શેઠ! હું આપનો ખાનગી ડ્રાઇવર નથી!'

'લે ભાઇ.'

મદનલાલને જિંદગી એટલે દર પળે પૈસા આપવાની પરંપરા જ લાગી.

× × ×

શુટીંગ પૂરબહારમાં ચાલતું હતું. વીણા મેકઅપ અને અફલા-તૂન કપડાં સજી થાકીને એક બાજુ ઊભી હતી.

'મિસ દેસાઈ કે ?' બિપીને પૂછ્યું. 'આ કપડાંમાં તું પરી લાગે છે એ જાણે છે ?'

'અઢળક મૂડી રોકનારા શેઠિયાઓ તેને જોઈને પકાપકી કરવા લાગ્યા છે અને આ શુટીંગ જોવા સ્પેશ્યલ લોકલો દોડાવવાનો વિચાર ચાલે છે.'

વીણાના મોઢા ઉપર તેજ આવ્યું. આ શુટીંગની અસહ્ય હાડમારીમાં બિપીન એક-પૌષ્ટિક ઔષધરૂપ હતો. વખત જતે એને બિપીન તરફ આકર્ષણ વધતું જતું લાગ્યું.

'આજ તો કામ સલાહસંપથી ચાલે છે.'

'એ તો એમજ ચાલ્યા કરે. હું તો તને આ કાગળ આપવા આવ્યો છું.'

વીણાએ કાગળ લીધો. કાગળ રાવસાહેબનો હતો.

'આ ફિલમ કેવી થશે ? તે તમને તો પુછાય જ નહિ ને ?'

'પુછાય, મારી લખેલી મને જ પુછાય. બીજા કોને ? ભલે બધાં આંસુ હાળે પણ જ્યારે રુપેરી પડદા પર આવે ત્યારે જોજે. જો કે મારું મૂળ નામ નિરહંકાર છે પણ ગમે તે ભોગે સત્ય બોલવાનો મારો નૂતન વર્ષનો સંકલ્પ છે, એટલે મારે નછુટકે કહેવું પડે છે,' પણ મદનલાલે તો એમનો અભિપ્રાય સંસ્કૃત શબ્દોમાં આપી દીધો.

'કેમ બહુ નાસીપાસ થઈ ગયો ?'

'તેં કોઈ દહાડો ખૂન કર્યું છે ?'

'ના.'

'તો કરીશ પણ નહિ કારણ ખૂન કર્યા પછી કેવી સ્થિતિ થાય છે તે મદનલાલને જોયા પછી સમજી શકાય છે. એ લગભગ

કુઠવો મૂકવાની તૈયારીમાંજ હતો અને એણે જ્યારે મને કહેવા માંડયું કે કેટલાક ઠગ લોકોએ એની વાર્તાનાં અંધારી ગલીમાં ફોસલાવી લઈ જઈને એનાં હાડપાંસળાં જુદાં કરી નાખ્યાં છે ત્યારે મને પણ લગભગ રડવું આવેલું. મને લાગેલું કે હું એક ભયંકર લાલ આંખ, નીચું કપાળ, લોહીથી ટપકતી છરી અને નિર્દોષ લેખકના ખૂનથી રંગાયલા હાથવાળો ખૂની છું.'

'બિચારો મદનલાલ !'

'એણે પણ એજ શબ્દો કહેલા. માત્ર અવાજ ફેર હતો. એણે મને હજાર અને ત્રણ ગાળો દીધેલી. એની ફિલમ અને પૈસાનું સત્યાનાશ વાળવાનો મારા પર આરોપ મૂકયો અને છેવટે એનો ભાગ વેચાતો લઈ લેવા મને વિનંતિ કરી.

'તમે લેશો તો નહિ ને ?'

'ના, અને તે એકજ કારણસર—મારા નાટકની દશા જોયા પછી હું સૂર્ય સામે ઊભો રહ્યો અને આ પ્રમાણે જમણો હાથ ઊંચો કરી પ્રતિજ્ઞા કરી કે એક હજાર ટકા નફો હોય તો પણ ફિલમ કે નાટકમાં એક પાઈ રોકવી નહીં, પણ જે ખરીદશે તે લખેશ્રી થઈ જશે.'

વીણા જોઈ રહી. બિપીન સિવાય જો કોઈ બીજો બોલતો હોત તો તો લેખકના અભિમાન તરીકે સમજી શકાત, પણ બિપીન એક ત્રાહિત તરીકે અભિપ્રાય આપી શકતો હતો.

'તમને શા ઉપરથી એમ લાગે છે ?'

'સારા કલાકાર અને આકર્ષક સંગીત હોય તો કોઈ પણ ફિલમ સારી જ જાય, પણ મદનલાલ હવે તાજમાં વેટરને 'ટીપ'ને બદલે એનો ફિલમનો આ ભાગ આપવા કદી જોશે ખરો !'

અને બિપીનની વાત સાચી પડી. મદનલાલે એના વકીલ મારફત પોતાને ભાગ પચાસ હજાર રુપિયે વેચી દીધો.

× × ×

'ગંગોત્રી'નું ત્રીજું અઠવાડિયું હતું, ટિકિટો બંધ જ રહેતી; કારણ ઉપલો ક્લાસ રિઝર્વ થઈ જતો. અને નીચલા ક્લાસની ટિકિટો દલાલો સામટી લઈ લેતા અને ભારે નફે બહાર વેચી ખાતા. મદનલાલની માશીબા તો રાજીરાજી થઈ ગયેલાં. એમણે મદનલાલની ફત્તેહના માનમાં મોટો જલસો કર્યો.

'મદન, કમાલ કરી! આવી ફિલમ મેં કદી નથી જોઈ. કેમ રાવસાહેબ, તમે શું ધારો છો?'

'ફિલમની ટાચ, મારા અભિનંદન!'

'આવા અક્કલમંદ ભાણેજની હું માશી છું એ મને મોટું અભિમાન છે, તમે શું કહો છો, મિ. દેસાઈ?'

બધાં ગંગોત્રી જેવા બેઠાં હતાં. ચંદ્રવદને જ્યારે ધનિયા ગમારને જેયો ત્યારે એની માખી તેલમાં ડૂબી ગઇ, એની જિંદગીમાં આવા દિલગીરીના ઘણા પ્રસંગો આવેલા. દાખલા તરીકે એક દુબળા જેવા દેખાતા છોકરા સાથે એણે કૉલેજમાં દસ રુપિયાની શરતે કુસ્તી જમાવેલી અને પછી ખબર પડેલી કે એ દુબળીઓ તો આખી યુનિવર્સીટીનો કુસ્તીનો ચેમ્પીયન હતો; બીજી વખત જ્યારે એના નોકરે એને ખોટી જ ટાઈ પહેરાવીને ખાણા ઉપર મોકલેલો, ત્રીજી વખત જ્યારે વીણા અને નરેન્દ્રની તકરાર થઈ ત્યારે પણ પોતાની જગ્યાએ આ ગામડિયાને જોઈને, એને જેટલો આઘાત થયો તેટલો કદી નહોતો થયો. અને વધારામાં વળી લોક એ ધનિયાને તાળીઓથી વધાવી લેતું હતું.

'હેં–હા–હા–હાસ્તો!'

'મદન, અમે બધાં જ તારાં સગાં તથા મિત્ર હોવાનું અભિમાન લઈએ છીએ. આમાંથી તું ઘણું કમાઈશ અને રાવસાહેબ! હું મદનને આ ફિલમ કરવાની ના પાડતી હતી. મને એમ હતું કે ફિલમમાં પૈસા રોકવા એ નક્કી ખોવા માટે જ, પણ મદન! આ તારી વાર્તા જે તેં પહેલાં ભજવેલી તેને તો લાખ દરજ્જે તેં ફિલમમાં સુધારી નાખી છે! ઓળખાતી જ નથી!'

મદનલાલને એ અંગારા ચંપાતા હતા. એક તો અફળ લેખક અને બીજે મૂર્ખ વ્યાપાર. બિપીને ચૂંથી નાખેલી એની વાર્તાનાં વખાણ સાંભળવાં એજ એક આફત હતી, પણ એની આવક એના ખીસામાં પડશે એ ખાતરી હોત તો એ આફત ખુશીથી સહન થાત, પણ એના ધાને એ મલમ પણ ન મળે. એણે તો ભાગ વેચી નાખ્યો હતો, માશીબાએ ચાલુ રાખ્યું.

'મદન, આ પાત્ર તો અમીર મહંતનું હતું તેને બદલે ધનિયો બનાવ્યો, એ તો અક્કલમંદીની પરિસીમા તેં કરી, કેવો કલાકાર છે! ખરું ને, મિ. દેસાઈ!'

આ ચંદ્રવદનથી સહન ન થયું. એ ઊઠ્યો.

'હું તો જરા બહાર જઈશ. અહીં હવા બિલકુલ નથી.'

રાવસાહેબ પણ માશીબાના લાડાલાડથી ગળે આવી ગયા હતા. તે પણ ઊભા થયા.

'ચાલ, ચંદુ, હું પણ આવું છું. અહીં બહુ જ ઉકળાટ છે.'

'માશીબા તો બહુ જ ઉત્સાહમાં આવી ગયાં હતાં.'

'મદન, આ ફિલમમાંથી તો તું શ્રીમંત થઈ જઈશ.'

'આટલામાંથી શું જણાય?' મદન બબડ્યો.

'કેમ ન જણાય? જો તો ખરો! લોક ખરા મનથી રાજી થાય છે. લાકુઆતી વાહવાહ કરનારની જરૂર જ ક્યાં છે? પણ તારે કબૂલ કરવું પડશે કે તેં જે પહેલાં લખેલું તે તો સડેલ કૂચુસ હતું. મદન, આ ફિલમના તમામ કલાકારોને તારે એક પાર્ટી આપવી જોઈએ.'

'હેં?' મદન ઊંચો થઈ ગયો. ફિલમ ખતમ થયે એના લાખ રુપિયા ખરચાઈ ચૂક્યા હતા. અને આ તો દાઝયા ઉપર ડામ!

'આટલી મહેનત કર્યા પછી એ લોકોની કદર કરવી જ જોઈએ.'

'બને જ નહિ—અશક્ય છે—એ વાત જ નહિ!'

'પણ બિપીનચંદ્ર કહેતા હતા કે ફિલમ પૂરી થયા પછી માલિકે એક પાર્ટી આપવી જ જોઈએ.'

'તો રૂસ્તમજી આપશે.'

'પણ ખરો માલિક તો તું ને?'

મદન ચૂપ રહ્યો. ખરી વાત કહે તો માશીઆનો વારસો હવામાં ઊડી જાય અને વળી એનાં ખોટાં વખાણથી પણ એ જરા રાજી થયો.

'એ વાત તો ખરી છે.'

'તો પછી?'

'પણ એ વધારો પડતું છે અને ખર્ચ?'

આ ખર્ચની વાત એણે ખોટી કાઢી.

'અરે! અરે! આટલી કમાણી ઉપર આપણાથી કંજૂસ થવાય?'

આપણાથી એટલે કોનાથી ? ખર્ચ માસીબાનું કે મદનનું ? એ કાંઈ મદનને સમજ ન પડી, માશીબા વિગતમાં ઊતર્યાં.

'રાવસાહેબ તો ખરા જ! પછી મિ. દેસાઇ, મારા થોડા મિત્રો અને બિપીન પણ ખરો તે ?'

મદને ફુંફાડો માર્યો. 'આ તો હદ થઈ. એના સાહિત્ય–પુત્રને કુહાડીથી કૂડચા કરી નાખનાર કસાઇ !'

'એ મારો મિત્ર નથી—મારી મરજી નથી.'

'તો એ નહિ–તેં જ એને તારું નાટક જોવા બોલાવ્યો હતો ને ?'

'એના પછી બહુ ફેરફાર થઈ ગયા.'

'થયા હશે. જા, રૂસ્તમજીને કહી આવ !'

× × ×

રૂસ્તમજી વિચારમાં પડ્યા હતા. ગંગોત્રીની વીજળીવેગી ફત્તેહથી રૂસ્તમજી ડઘાઈ ગયા હતા. એમના અંધકારમાં એક જ ઉજાસ હતો કે મદનલાલને સીસામાં ઉતારી, એની પાસેથી એનો ભાગ વેચાતો લઈ લેવો. એને સમજાવવો કે મુંબાઇની ફત્તેહ ઉપરથી બહુ મદાર ન બંધાય. બહારગામ વખતે બિલકુલ ન પણ ચાલે. પણ એ જોખમ ખેડીને પોતે એનો ભાગ વેચાતો લઈ લેવા તૈયાર છે વગેરે. રૂસ્તમજી મદનલાલની રાહ જોઇ રહ્યા હતા ત્યાં બિપીન ટપકી પડ્યો. આ વિષયમાં રૂસ્તમજી બિપીનને બિલકુલ જ વિસરી ગયા હતા. તદ્દન અવ્યહવારુ બિપીન પ્રમાણિક સોદાઓ ઊંધા વાળવામાં એક્કો હતો. વળી આ વાતચીત વખતે એની હાજરી હાનિકારક હતી. જો બિપીનને ફેફરુ આવે તો એક અઠવાડિયા સુધી ભિખારીને એક પૈસો આપવાની રૂસ્તમજીએ બાધા રાખી.

'અફલાતૂન જાય છે નહિ ?' બિપીન એટલો આનંદમાં હતો કે રૂસ્તમજીને પણ મનુષ્ય તરીકે ગણી લેવા તૈયાર થઈ ગયો.

'હં !' રૂસ્તમજીએ ભવાં ચડાવ્યાં.

'હં, શેનું હં ? ટિકીટ માટે તો બળવો ઊઠયો છે.'

'કાંઈ કહેવાય નહિ.'

'હેં ? તમે જોયું નહિ કે લોક આગલા અને પાછલા બન્ને પગ ઉપર ઉછળી રહ્યું હતું ?'

'પણ પેપરમાં ટીકા એવી આવશે કે બધું રાંધી નાખશે. મારો વીસ વર્ષનો અનુભવ......'

'પેપરો ? પણ હમણાં જ હું એમની સાથે જ વાત કરતો હતો. અને એ તો એકે અવાજે કહેતા હતા કે હજી સુધી આવી ફિલમ જોઇ નથી.'

'હશે, ચાન્સ ખરો, પણ શું કહેવાય ?...'

એટલામાં મદનલાલ આવી પહોંચ્યા.

'રૂસ્તમજી, તમારા સ્ટુડિયોમાં મારે કલાકારોને પાર્ટી આપવી છે.'

રૂસ્તમજી એકદમ હસી પડયા. અને મદન આભો થઈ ગયો.

'જરુર, જરુર. જોઈએ એટલા વાપરો અને જરા આમ આવો. (જરા દૂર લઈ જઇને) મારે તમારી સાથે અગત્યની વાત કરવાની છે. આ ફિલમ મને બહુ પસંદ નથી.'

'મને પણ નથી. મારી મૂળ વાર્તા રાખી હોત તો......'

'હવે શું થાય ?' રૂસ્તમજીએ નિશ્વાસ નાખ્યો. હવે બન્યું તે સુધારી લો. જો સાંભળ, કોઇ કહે કે મેં તને ફસાવ્યો એ મને પસંદ નથી. તો પણ જે કાંઇ નુકસાન જાય એ હું સહન કરવા તૈયાર છું. માટે તારો ભાગ મને વેચી દે. ભલે મારા પૈસા જાય તો પણ હું તને પંદર હજાર રુપિયા આપીશ.'

'એના કરતાં ત્રણ ગણે રુપિયે મને વેચી દેને !' બિપીને પથરો નાખ્યો. 'વળી એક હિરોઈનની છબી મફત આપીશ રંગીન.'

રૂસ્તમજીએ આંખમાંથી ઝેર છાંટયું.

'તને કોણે વચ્ચે ભેટી મરવાનું કહ્યું હતું?'

'આત્મા તો સ્વયંભૂનો અંશ આત્મા છે. તેણે, આ નિર્દોષનાં ગળા ઉપર છરી ફેરવો છો તે અટકાવવા. તમારે એની ચામડી ઉતારવી હોય તો એને મરણ તો પામવા દો! મદન, મૂર્ખાઈ ન કરીશ. આંધળો છે? આ ફિલમ વિષે હજુ તને શંકા છે? જો આમાં ઢગલો રુપિયા ન હોય તો આપણો આ મારવાડનો મવાલી તને એક ફૂટી બદામ પણ આપે એમ તું માને છે?'

'આ વિષયમાં મને કાંઈ સ્વાર્થ નથી.' નવાબી અવાજે મદનલાલ બોલ્યા. 'મેં તો મારો ભાગ ક્યારનોય વેચી દીધો છે.'

'હેં?' રૂસ્તમજી બરાડ્યા.

'ક્યારે?' બિપીન કકળ્યો.

'અધવચ્ચે. મેં મારા વકીલ મારફત વેચી દીધો. લેનારનું નામ નથી જાણતો.'

'મિ. રૂસ્તમજી, મારે જરા આપનું કામ છે.'

રૂસ્તમજીની નજર વીણા ઉપર પડી.

'આજ નહિ. કાલે મળજો.'

'પણ આજે જ મળવાની મરજી છે.'

'મરજી છે:' રૂસ્મતમજીની નસો તણાઈ ગઈ.

'આ કાગળ શાનો છે?'

'કયો કાગળ?'

'તમે ગંગોત્રીમાં કામ કરનારાઓને ઇનામનો પગાર બંધ કર્યો છે?'

'બરાબર છે!'

'પણ એજ તમારી ભૂલ થાય છે. હું માલિક છું તે તમને કહેવાનું ભૂલી ગઈ.'

રૂસ્તમજીના હોઠ બબડી પડ્યા. 'તું—તમે—આપ?'

'હા–હું જ.'

શાંતિ પ્રસરી રહી. રૂસ્તમજી હવા ગળવા મંડયા. મદન અને બિપીન જોઇ જ રહ્યા.

'માલિક એટલે!' રૂસ્તમજી છેવટે બરાડી ઊઠયા.

'તેં વેચાણુ લઇ લીધી!'

'વેચાણુ?'

'હા. એક વકીલ મારફત પચાસ હજાર રુપિયે.'

'પચાસ હજાર રુપિયા તને કયાંથી મળ્યા?' રૂસ્તમજી કૂદયા. 'હું તો જાણુતો જ હતો કે તારી પાછળ કોઇ શેઠિયાનો હાથ હોવો જ જોઇએ. મોટી સતિનો ડોળ......' રૂસ્તમજી અધવચ્ચે અટકી પડયા. તેઓએ આ વિષયની હજુ શરુઆત પણુ નહોતી કરી; પણુ એમના કોટના ત્રીજા બટન ઉપર બિપીનની મજબૂત કોણીનો પ્રહાર પડયો અને રૂસ્તમજીનો શ્વાસ અદ્ધર થઈ ગયો.

'ચૂપ રહેવામાં સલામતી છે.' બિપીને ચેતવણી આપી. 'વીણા, તું આ રુપિયા કયાંથી લાવી? તારી પાસે તો નહોતા ને?'

'નહિ જ વળી. દરબારકાકાએ મોકલ્યા. તમે મને કાગળ નહોતો આપ્યો તેમાં હતા.'

બિપીનની આંખ તીણી થઈ.

'તારા કાકાએ? પણુ એ કયાંથી લાવ્યા?'

'કાંઈ કિસ્સો કર્યો હશે!'

'પણુ શો?'

મદનને શિકારી જડયો. ફૂંફાડો, બરાડા અને ચીસનો મિશ્રણુ રુપી પચરંગી અવાજ ફાટી નીકળ્યો. વીણુા માલિક સાંભળીને એ મૂંઝાઇ ગયો. આસ્તે આસ્તે વાતચીત સાંભળીને એની આંખો ઉઘડી ગઈ.

'દગો—દગો અને વળી ફટકો.' એનાં પૈડાં જેવાં ચશ્માંમાંથી તણખા ઊડયા. 'મને ગધેડો બનાવ્યો. મને લૂંટી લીધો. દગો અને હડહડતી ઠગાઈ!'

વીણા તો ડાફરિયાં મારી રહી.

'શું છે? શું બક.........કરો છો?'

'તું-તમે બરાબર જાણો છો!'

'હું બરાબર જ નથી જાણતી. તમે રાજીખુશીથી વેચાણ કર્યું છે.'

'હું વેચાણની વાત નથી કરતો, તું અજાણી થાય છે. મને લૂંટી લીધો.' મદન આમતેમ હાથ ઉછાળવા માંડ્યો. એક ઉછળતા હાથને બિપીને પકડી લીધો.

'મૂર્ખો ન થા. શું છે એ ભસી મરને! મિસ દેસાઈ તને દગો કરે?'

'એણે જ કર્યો એ મને ખબર નથી; પણ એના કાકાએ મારી પાસેથી પચાસ હજાર રુપિયા ઠગી લીધા.'

હવે વીણાની આંખમાં સગડી સળગી.

'દરબારકાકા વિષે જીભ સંભાળી બોલો, શું છે એ કહોને?' બિપીનના અવાજને પણ ધાર આવી.

'ઠીક કહે છે. બોલને—ચારે બાજુ આરોપ વરસાવે છે. તારી જીંદગીમાં એક બે મિનીટ સમજાય એવું બોલી શકાય તો બોલ.'

રૂસ્તમજી બોલ્યા.

'જો મને પૂછો તો......'

'નથી પૂછતાં.' વચ્ચે જ બિપીને બંધ કર્યા. 'આ તમારો વિષય નથી. ચાલ મદન, કહી નાખ.'

મદનનો ગળાનો કાકડો નાચવા માંડયો. નબળા મગજનાં શ્રીમંત બેટાંઓ જેને હંમેશાં સમાજના વરુઓ ફાડી ખાય છે તે વર્ગ પોતાની મૂર્ખાઈ કબૂલ કરતાં હંમેશાં ખમચાય છે.

'એ રાવસાહેબ મારી આગળ એક દરખાસ્ત લાવ્યા. એમણે

કહ્યું કે આપણે એક ફિલમ કંપની કાઢીએ અને વીણાને એમાં હિરો-ઈન બનાવીએ.'

'હેં, શું ?' વીણાથી બોલી જવાયું.

'એમણે મને કહ્યું કે ઈચ્છા હોય તો તમે જોડાઓ. મને એ ઠીક લાગ્યું અને મેં એમને પચાસ હજાર રુપિયા આપ્યા.'

રુસ્તમજીએ ઠરાવ વાંચી સંભળાવ્યો.

'મૂર્ખાઈનો ગ્રાંડ સ્લામ.'

'તે હોઈશ, પણ જો કંપની કાઢી હોત તો હજીએ બીજા રુપિયા આપત, પણ એ રુપિયાથી મારી જ ફિલમ મારી જ પાસેથી વેચાણ રાખવી એ કેમ જોઈ રહેવાય ?'

મદનને વધારે શબ્દો ન જડયા.

વીણાના હૃદયમાં સીસું રેડાયું. રાવસાહેબને એ બરાબર ઓળ-ખતી હતી. રાવસાહેબમાં મારા અને તારાના ભેદનો તદ્દન અભાવ હતો. એના મગજમાં વીણાના રુપિયા વાળી આપવાનું ભૂત ભરાયું હતું. પછી એ કાર્યમાં કોઈ ગરદન મરાઈ જાય તેનો એને જરાય વાંધો ન હતો.'

'પણ તમારી પાસે કોઈ પુરાવો ?' બિપીનને હજી મદનલાલમાં શ્રદ્ધા નહોતી.

વીણાએ રોકયો.

'સત્ય જ હશે. એ મારા દરબારકાકાને હું ઓળખું ને ?'

'પણ વીણા......'

'એ કયાંથી રુપિયા લાવ્યા ?'

'એ માણસ દગાબાજ છે. ઠગ છે. મને ઠગ્યો, લૂંટયો. એને કંપની કાઢવી જ ન હતી. આ એનો પહેલેથી જ ઈરાદો. !......'

વીણા વચ્ચે જ તૂટી પડી.

'મિ. મદનલાલ, જો તમારી વાત સાચી હોય તો હું તમારી માલિકી તમને પાછી સોંપું છું. માટે માની લો કે પહેલાંની વસ્તુ-

સ્થિતિમાં કાંઇ જ ફેર પડ્યો નથી. તમને રુપિયા મળી ગયા—હું તમને માલિકી હક્ક આપું છું એટલે વાત બંધ કરો.'

મદનલાલ હવે શેના ઝાલ્યા રહે?

' પણ હજુ પણ હું કહું છું કે......મારે એમ કહેવું છે કે...'

' કાંઇ જ કહેવું નથી.' બિપીને ટોંક્યો.

વીણા પીઠ ફેરવી ચાલતી થઇ.

' પણ મારું સાંભળો તો ખરા. મદને બિપીનને ઝાલ્યો. કપડાં પહેર્યાં પછી જવાનું ઠેકાણું ન મળે તેના કરતાં વધારે દુઃખદ પ્રસંગ વાતથી ઉભરાઇ ગયેલાને સાંભળનાર ન મળે. એનામાં હજુ પા કલાકની વાત ભરેલી હતી, અને કાનવાળું પ્રાણી બિપીન જ હતું; પણ બિપીનને સાંભળવાની ઇચ્છા જ નહોતી. એટલે એણે અનિચ્છા દેખાડવા મદનની છાતીમાં મુખથી અણુસારો કર્યો. જેથી મદન રુસ્તમજીની બાથમાં જઇને પડ્યો. બિપીન વીણા પાછળ નાઠો. રુસ્તમજી મદનને ભેટ્યા.

' મદન, લે, સિગાર તો પી. અને જો વીસ હજાર સુધીની તારી ઇચ્છા હોય......'

' મારી ઇચ્છા નથી. એક લાખ પણ નહિ.' મદન ગર્જ્યો. ' તું ઠગનો પીર છો. તું પણ મને લૂંટવા આવ્યો છે. તું હરામખોર છે.'

' બરાબર, બરાબર,' રુસ્તમજી નરમાશથી બોલ્યા. ' પણ મશ્કરી રહેવા દે અને પચીસ હજાર, જો ને ડોકરી. માની જા. સારો છોકરો છે. પચીસ હજાર કહીએ તો—'

' પચીસ હજાર નહિ કહીં એ—મને જ્યારે......'

' શાંત—આસ્તે...જો તો ખરો.' રુસ્તમજી કરગર્યા. ' આમ ચડી ન જા. જરા અક્કલ રાખ. લે, એક સિગાર લે.'

' નહિ લઉં.'

મદન સિગાર ફેંકી નાસી છૂટ્યો. રુસ્તમજી દિલગીર થયા. મદન

જેવા મૂર્ખ પાસેથી પણ એ આવી કીમતી ચીજ ન પડાવી શક્યા ત્યારે ધંધો કરવાનો શો અર્થ ?'

× × ×

બિપીને વીણાને પકડી પાડી. વીણા ફીક્કી પડી ગઈ હતી. શ્વાસ જોરમાં ચાલતો હતો. પણ હસવાનો પ્રયત્ન કર્યો.

'કેમ બિપીન! માલિક તરીકેની મારી કારકિર્દી બહુ લાંબી ન ટકી.'

'હવે શું કરીશ ?'

'પ્રભુ જાણે. કાંઇ બીજું શોધી કાઢીશ.'

'પણ......!'

વીણાએ એનો કોટ પકડી બાજુની એક ગલીમાં ખેંચી લીધો. એક લાંબો વાંસડો પાસેથી ઝડપથી પસાર થયો.

'મદનલાલ સાથે બીજો મેળાપ મારાથી સહન ન જ થાત.' વીણાએ સમજાવ્યું. એનો વાંક નહિ. એનું કહેવું પણ સાચું પણ દરબારકાકા વિરુદ્ધની ટીકા મારાથી ન સહન થઈ.'

એ ગૃહસ્થ વિષે બિપીનનો પણ મદન જેવોજ અભિપ્રાય હોવા છતાં એ ચૂપ રહ્યો.

'આ વિષયમાં કાંઈ શંકા ?'

'હોઈ શકે જ નહિ. બિચારા દરબારકાકા—ચંદુની જેમ એમનો પણ ઈરાદો સ્તુત્ય હોય છે.'

'હમણાં શું કરીશ ?'

'ઘેર જઈશ.'

'કયું ઘર ?'

'બદલ્યું છે.'

બિપીનને વીણાનું પહેલું ઘર યાદ આવ્યું અને ફરજીયાત પ્રતિબંધ મૂકેલા વિષય વિષે એનો ચૂપ રહેવાનો ઈરાદો ઊડી ગયો.

'વીણા, આમ શું કરવા જીવન ગાળે છે? મારાથી નહિ જ રહેવાય, મારે બોલવું જ પડશે, મારે તને આમાંથી ખસેડી લેવી છે. મારે તારી સંભાળ લેવી છે, મારા છતે આમ શું કામ દુઃખી થાય છે? મને તું...'

અટકી ગયો, બોલતે બોલતે એને એના બોલ વ્યર્થ લાગ્યા.

' બિપીન. '

' બોલ '

વીણા ખચકાઇ.

' બિપીન, તને ખાત્રી ન હોય કે મારા હૃદયમાં તારા એકલાનું જ સ્થાન છે તો તું મારી સાથે લગ્ન કરે ખરો ? '

' ના. '

આ સાંભળીને વીણાને દુઃખ થયું કે આનંદ તે સમજ ન પડી. પણ એના શરીરમાં ઝણઝણાટી પસાર થઈ ગઈ. એ નિરાશ હશે? આ જવાબ એને ન ગમ્યો. આ પ્રશ્ન કોઈ બીજો ઊકેલે તો કેવી નિરાંત. ગુફામાં વસતા જૂના જંગલી માણસોની જેમ બિપીન એને પૂછ્યા વગર ઉઠાવી જાય અને ન માને તો માથામાં એક ફટકો મારી બેભાન કરી લઈ જાય તો નિરાંત; પણ તો એ બિપીન નહિ! અત્યારે વીણાને સહાનુભૂતિની જરૂર હતી. આંસુ ઢાળવા કોઈનો ખભો જોઈતો હતો. દુનિયા સાથે લડી લેવાના સામર્થ્યનો પારો ઊતરી ગયો હતો. બિપીને સમજ પાડી.

'ના, ના અને નાજ, કારણ સાંભળ. એ પ્રમાણે પરણનાર વીણા હોઇ શકે જ નહિ. મારે તો વીણા જોઇએ—અણિશુદ્ધ વીણા—અને તે સિવાય કાંઇ નહિ. કાંઈ ન મળે તો ભલે પણ ટુકડા તો નહિ જ. લગ્ન એ તો ભાગીદારી છે અને તેમાં તારું હૃદય ન હોય

તો એ ભાગીદારી કેમ ચાલે ? જ્યારે તું બહુ મુંઝાતી હોઈશ ત્યારે તને લાગેલું હશે કે તને ધોકાથી મનાવી પરણી લઉં. શું થયું ?'

વીણા ચમકી. એના મનની વાતો આમ વંચાતી જોઈ જરા ગભરાઈ.

'કાંઈ નહિ.'

અને એમ કરું તો હું મારી જાતને છેતરું, એ મારાથી ટકાવી રખાય નહિ, મને મારા ઉપર ધિક્કાર છૂટે. હું તારે માટે શું ન કરું ? પણ કરાય શું ? તું એક યોધ્ધો છે અને તારી સામાજિક લડાઈઓ તું એકલી જ લડવાની. તારી પાછળ પડું, તારો જીવ ખાઉં, તે વખતે એકાદ ક્ષણે જ્યારે તું બહુ જ નિરાશ થઈ ગઈ હોય અને લડાઈથી કંટાળી હોય તો હા કહી દે પણ એમાં ફાયદો શો ? ગુફામાં રહેનારો માણસ ઉઠાવી લાવે તો ખરો પણ પછી એને પણ થાય તો ખરું કે એણે સ્ત્રીની નબળાઈનો નીચ લાભ લીધો. આવા માનસ સાથે મારાથી શું થાય ? પણ જો તારે મન ફરે તો...'

'પણ તે અરસામાં તારો મત ફરશે તો ?'

બિપીનને હસવું આવ્યું.

ધૃવક બોલ્યું: 'કદી નહિ.'

'કોઈ બીજી છોકરી......'

આ સિનેમા લાઈનમાં હજારોને મળ્યો. ફિલમમાં કામ કરનાર, પૈસા રોકનાર અને જોનાર વગેરે બધી જાતનાં કુટુંબોની છોકરીઓ સાથે સંસર્ગમાં આવ્યો. મારા જેવો સ્વામી ખોયા બદલ મને એમને માટે દિલગીરી તો થાય જ પણ શું કરીએ ? મારે માટે તો ઈશ્વરે એક જ ઘડી છે. ચાલ, લવારો મેલ. જ્યારે જ્યારે આપણે લાગણી દર્શાવવા જઈએ છીએ ત્યારે સિનેમાની ફિલમોનાં નામો અથવા નાટકના સંવાદ જેવાં જ વાક્યો કેમ બોલાય છે ? આપણે મિત્રો અને મિત્ર તરીકે મારી એક સલાહ છે.'

'હા, બરાબર સમજું છું.'

'ભલે રહી, બિપીન, હું માગું તો તારો કોટ પણ તું ઉતારી આપે ખરું કે?'

'જોઈએ છીએ. લે, આ રહ્યો.'

'બિપીન! રસ્તામાં જરા રીતભાત રાખ. પેલો પોલિસવાળો જોઈ રહ્યો છે.' એમ કરતાં વીણાના ઘર આગળ આવી પહોંચ્યાં.

'તું અહીં રહે છે? ક્યાંથી શોધી કાઢે છે?'

'હું નથી શોધતી. એ મારા તરફ ધસતાં આવે છે. પેલી મારી ઓરડી. લો હવે જાઓ.'

'વીણા.'

'જી.'

'તું સમજે છે ને?'

'હા, બરાબર સમજું છું.'

'હાથ લંબાવે એટલી જ વાર છે. ફક્ત કહેજે કે આવી છું.' વીણા હસી.

'કાંઈ બહુ શૃંગારરસથી ભરપૂર વાક્ય ન લાગ્યું.'

'ન લાગ્યું? એ બે શબ્દો કરતાં બીજા ગુજરાતી ભાષામાં વધારે શ્રૃંગારી હોય તો મને દેખાડજે. કાંઈક અંશે તું કહી તો જોજે. પાછી જો. શું થાય છે? જા, સૂઈ જા.'

'આવજે, બિપીન!'

## પ્રકરણ ૬ ઠ્ઠું

### રાવસાહેબની આખરી રમત

‘મેં સાંભળ્યું છે, મને કહેવામાં આવ્યું છે, મને ખબર મળ્યા છે ‘મિસ કણીઆ, જરા ઠેરો ’ માશીબાના કપાળે કરચલીઓ પડી. આખરી નિબંધરચનાની વેદના જેવી બીજી કોઈ વેદના નથી, એ એક મહાન સત્ય છે. માશીબાને આ પાર્ટીનું લખાણ પેપરોને મોકલવાનું હતું અને તેમાં બરાબર મરીમસાલો જોઈએ એવા પ્રમાણમાં આવતો ન હતો. હોઠ કરડયા અને માથાના વાળમાં હાથ ફેરવત, પણ મહામહેનતે ગોઠવીને તૈયાર કરેલી કેશકૃતિ બગડી જવાની ધાસ્તીએ ફરીથી પાછો હોઠ જ કરડયો. મિસ કણીઆ ફિક્કી પાટિયા જેવી નિરસ ટાઇપિસ્ટ પેન્સીલ ચાવતી ઠેરી ગઈ.

‘પેન્સીલ ન ચાવશો. મારાથી વિચાર નથી થઈ શકતો. મદન, તું તો મહાન લેખક છે. મને કાંઈ સારાં વાકયો તો શોધી આપ.’

મદન એક આરામ ખુરસી પર લંબાયો હતો. દિલગીરીમાં ડૂબી ગયો હતો. એણે વીણાને ન કહેવાના શબ્દો પણ કહ્યા હતા. હવે એ વીણા કદી એને માફ કરે ખરી ? કોઈ માણસ જ્યારે લુંટાયો હોય, છેતરાયો હોય, ઠગાયો હોય, ટૂંકમાં એક નંબરનો ઉલ્લુ બન્યો હોય તે વખતે એના બોલવા તરફ ધ્યાન ન આપવું જોઈએ, એવો ખ્યાલ એને આવશે ખરો ? એટલી મોટા દીલની એ હશે ખરી ?

આખી રાત આ વિચારમાં એ ગરકાવ રહ્યો હતો અને હજી પણ એને ગરકાવ જ રહેવું હતું.

'હેં.' એ અદ્ધરતાલ બોલ્યો.

'આમ સૂનો ન થઇશ.' માશીબાએ ટૂંપી ખાધો 'આજની રાતની પાર્ટી વિષે પેપરમાં હેવાલ મોકલવાનો છે તે હું તૈયાર કરું છું. જોઈએ તેવાં વાક્યો બેસતાં નથી. મિસ કણીઆ, જરા વાંચો તો.........'

'મુંબાઇમાં વસતા શ્રીમંત સમાજમાં મિસિસ શેઓટની જોડમાં કોઇ ઊભું રહી શકે એમ મને નથી લાગતું. જ્યારે જ્યારે હું એના રાજમહાલ જેવા મકાનમાં જાઉં છું ત્યારે એને ત્યાં નોતરેલા મહેમાનોને જોઈને હું તો અંજાઇ જાઉં છું. એક બાજુ લાફો લગાવેલો મહારાજ......'

'શું લગાવેલો?'

'લાફો – તમે કહ્યું – લાફો – એટલે મેં લખ્યું લાફો.'

'જીસસ ક્રાઇસ્ટ, મિસ કણીઆ.'

'એક બાજુ જીસસ ક્રાઇસ્ટ લગાવેલો.'

'મિસ કણીઆ.'

'જી.'

'એ શું બકો છો?'

'આપે કહ્યું ને લાફો નહિ, પણ જીસસ ક્રાઇસ્ટ.'

'એ તો તમે 'અરે, રામ, રામ,' કહો છો તેમ એક ઉદ્ગાર છે. લાફો નહિ સાફો.'

'એક બાજુ સાફો લગાવેલા મહારાજ.'

'એક બાજુ સાફો લગાવેલા મહારાજ તો બીજી બાજુ સિનેમાની સુંદરી. એક ખૂણે રાજ્યમંત્રીઓ, બીજે ખૂણે પરદેશખાતાના

એલચીઓ, વચ્ચે સાહિત્યના સિંહો. આપણે કહેવું પડશે કે મિસિસ રેબોટ — ભોજ અને અકબરના દરબારનો...'

'ઓ! જીસસ — એટલે કે અરે રામ ! દરબારનો, મિસ કણીઆ !'

'દરબારનો પુનરુદ્ધાર કર્યો છે. મેં સાંભળ્યું છે. મને કહેવામાં આવ્યું છે. મને ખબર મળ્યા છે.'

'એ છેલ્લા શબ્દો કાઢી નાખો. એટલું તો સમજો કે એ તો હું શબ્દો ગોઠવતી હતી, લખાવતી નહોતી. મદન, 'મેં સાંભળ્યું છે' ને બદલે સરસ કાંઈ લખાવ.'

'મને ખબર મળ્યા છે.'

'છટ્, હા લખો. એક નાનું પક્ષી મારા કાનમાં કહી ગયું છે કે મિસિસ રેબોટના સાક્ષરશિરોમણિ અને ભત્રીજા માઈકલ ઉર્ફે મદનલાલ લિખિત ફિલમ 'ગંગોત્રી'ની અદ્ભુત ફત્તેહના માનમાં મિસિસ રેબોટે આજે રાત્રે મોટી પાર્ટી આપી હતી. મિસિસ રેબો-ટનો દેખાવ હંમેશ મુજબ આકર્ષક, આનંદી અને ઠમકાથી ભરપૂર હતો. પાર્ટી આખી રાત ચાલી હતી. અને જેટલા ઘેર પહોંચવા પામ્યા હતા તે એકે અવાજે વખાણ કરતા હતા.'

'મદન, આવી ફત્તેહ મળેલા મનુષ્યના પ્રમાણમાં તારો આનંદ અદશ્ય છે.'

'ફત્તેહ ! મને એની શી પરવા છે!'

'હવે બહુ ગંધાઈ ન ઊઠીશ. પેપરોમાં આવેલાં તારાં વખાણ તો તેં મોઢે કર્યાં હશે.'

'મેં પેપરો વાંચ્યાં જ નથી.'

માશીબાની આંખમાં ખરેખર ભય ઉત્પન્ન થયો. એના ભાણેજ માટે ફીકર થઈ.

'મદન! મંદિ છે?'

'જરા માથું દુઃખે છે.'

'તો એમ કહે ને. હું તને અસલ દવા આપું. જરા આરામ કર.'

માશીબા ગયાં અને રાવસાહેબ આવ્યા.

'સાહેબજી! કેમ છો – હેં? – હેં? – હં?'

માશીબાને બદલે મદનને દેખ્યો. રાવસાહેબ કદી ગભરાય એમ તો કેમ કહેવાય. એ હૃદય કદી ગભરાયું જ નહોતું. પણ એમના પગ જરા ઢીલા પડ્યા. અને મૂછો ઉપર બે વખત હાથ ફેરવ્યો ત્યારે માનસિક સમતોલપણું મળ્યું. એ મદનને મળવા નહોતા માગતા. વીણા એમને હમણાં જ મળીને ગઈ હતી. અને વીણાએ બોલવામાં કચાશ નહોતી રાખી અને તરત જ મદનનો મિલાપ જરા અગવડ-ભર્યો તો ખરો જ. પણ હવે શું થાય?'

'કોણ માઇકલ? લે ઠીક મળી ગયો. હું તને જ શોધતો હતો.' રાવસાહેબે પડ્યું પાનું સુધારી લીધું.

'હું ધારું છું આપણા બે વચ્ચે કાંઇ ગેરસમજ થઈ હતી. જો કે હવે કાંઈ જ નથી પણ વાત એમ બની...'

રાવસાહેબ અટક્યા. વાત કેમ બની હતી તે તો ઉઘાડું હતું. રાવસાહેબે મૂછો મરડી. એમનો દેખાવ તો બાળક જેવો નિર્દોષ જ હતો. સારા નસીબે અત્યારે મદનલાલના મગજનું વેપારનું ખાનું સજ્જડ થઈ ગયું હતું. રુપિયા કરતાં એમના મન ઉપર બીજા મહત્ત્વના બોજા પડ્યા હતા.

'તમે મિસ દેસાઈને મળ્યા?'

'જરુર, એમની પાસેથી જ આવું છું. એ જરા ઉશ્કેરાઇ ગઈ છે. બહુ જ.' મદનલાલે રડવાનો અવાજ કાઢ્યો.

'મારી સાથે બહુ જ ગુસ્સે છે ?'

એક ક્ષણ રાવસાહેબ આ આશ્ચર્યજનક પ્રશ્નથી સ્થંભી ગયા. વીણા શું કામ મદનલાલ ઉપર ગુસ્સે થાય ? લુંટાયો તો મદનલાલ હતો. વીણાએ મદનલાલ સાથેના રોપનાટક વિષેની રાવ સાહેબને કાંઇ જ માહિતિ નહોતી આપી. પણ આ વાત મદનલાલને મહત્ત્વની હતી. એટલે રાવસાહેબે વ્યૂહ બદલ્યો.

'ગુસ્સે ? હવે જોને એ તો...'

'ઉશ્કેરાટમાં હું મિસ દેસાઇને કહી ગયો પણ એ મને બહુ પસ્તાવો થાય છે.' રાવ સાહેબને સમજણ પડવા માંડી.

'શિવ ! શિવ !'

'હું વગરવિચાર્યું બોલી ગયો.'

'બોલવા પહેલાં હંમેશ વિચાર કરવો જોઇએ, મદન !'

'મને લાગ્યું કે મને ઠગ્યો.'

'મદન, આ શું બોલે છે ? મેં તને હમણાં જ કહ્યું ને કે એ બધી ગેરસમજ હું...'

'અરે એ મરવા દો ને !'

'તું મરદ માણસ છે. ગઇ ગુજરી ભૂલી જાવ, તને તારા રુપિયા મળી ગયા, હવે શું છે ? અને જો મારું ચાલશે તો આ વીણા સાથેની તારી તકરાર હું સાંધી લઇશ.'

'મારું બોલેલું ભૂલી જવાનો સંભવ ખરો ?'

'મેં કહ્યું ને હું ઘા રુઝવવાનો પ્રયત્ન કરીશ. મને ખાત્રી છે કે વીણાનો તારા માટે બહુ સારો અભિપ્રાય છે એટલે કાંઇ ઉકળાટમાં એકુદું બોલી જવાયું હોય તો તે ભુલાઇ જશે.' મદનના મોં ઉપર ચમક આવી. અને માશીબા દવા લઇને આવ્યાં.

'રાવસાહેબ, તમે તો જાદુગર છો! આ સાહિત્યકારનું માથું ફાટી જતું હતું અને તમે એને પાંચ મિનિટમાં હસતો કરી નાખ્યો.'

'માથું દુખ્યું! મેં તમને વાત કરી હતી; પણ મને માથાના દુખાવાનો રોગ હતો. જબરજસ્ત રોગ. બધા જ ઇલાજ કરી જોયા. પછી મને એક જણે એક દવા કહી. એનું નામ તમે પણ સાંભળ્યું હશે. હમણાં યાદ આવશે.'

પણ માશીબા તો મદનની સારવારમાં પડચાં હતાં. અને રાવસાહેબનું બી પથ્થર ઉપર રોપાયું.

'લે, આ પી જા.'

'હા, એ નામ યાદ આવ્યું. બીમો.'

'બસ, હવે તું સારો થઈ જઈશ, રાવસાહેબ! તમે કેવા જુવાન દેખાઓ છો?'

'પણ એક વખત મને માથાના દુઃખાવાનો...'

'મેં તમને આજની પાર્ટીની વાત કરી છે? આજે રાત્રે આપ આવશો ને?'

રાવસાહેબે માથાના દુખાવાની વાત પડતી મૂકી.

'જરૂર, જરૂર.'

'નાની સરખી જ છે. આટલી મજૂરી કર્યા પછી કલાકારોને બદલો મળવો જોઈએ.'

'જરુર, જરુર, બહુ જ ઉત્તમ આદર્શ.'

'થોડા જ હઈશું. જો આપણા અંગત મિત્રો ઉપરાંત બીજાને બોલાવો તો આખું મુંબાઈ જ આવી જાય.'

ચંદ્રવદન દાખલ થયા. એ પણ મદનલાલની જેમ દુઃખના વાદ-

ળમાં ડૂબેલા હતા. એમણે અખબારોમાં ધનિયા ગમારનાં ઘણાં જ વખાણ વાંચ્યાં હતાં. અને એનું હૃદય પાછું ભાંગી ગયું હતું.

'કેમ, મિ. ચંદ્રવદન!'

'સાહેબજી, હું તો આજ રાતની પાર્ટી વિષે આવ્યો છું.'

'ઓહો! એમ કે?'

'એટલે કે મારા એક મિત્રને લાવું તો લવાય કે? આજે સવારે જ મને ત્રણ વાગે ઉઠાડીને આવ્યો છે. મારી ઊંઘનું સત્યાનાશ વાળી નાખ્યું એટલે એમ કે એ આવે તો તમારો આભાર!'

'જરૂર. તમારો મિત્ર એટલે...'

'મહેરબાની. મારો જૂનો મિત્ર છે, સર નરેન્દ્ર.'

'નરેન્દ્ર?' રાવસાહેબ ચમકયા, 'એ મુંબઈમાં છે?'

'આજે સવારે મને ત્રણ વાગે ઉઠાડયો. મારી ઊંઘ...'

'રાવસાહેબ, તમે એને ઓળખો છો?' માશીબા રાજી થયાં, 'તો તો એ બહુ આકર્ષક ગૃહસ્થ!'

'આકર્ષક તો હું કેમ...'

'લો, ત્યારે ચિયરિયો. તમારો ભયંકર આભાર. મારે જવું જ પડશે. બહુ જ કામ.'

'કેમ એટલામાં જ?'

'છુટકો જ નથી. બહુ જ કામ.'

'સાહેબજી, મારે પણ જવું પડશે. મારે જરા ચંદુ સાથે અગત્યનું કામ છે.' કહી રાવસાહેબે પણ હસ્તધૂનન કર્યું.

'સાહેબજી, આજે રાત્રે આવવાનું ભૂલશો નહિ...મદન, રાવસાહેબનો સ્વભાવ કેવો સુંવાળો છે!'

'બહુ જ સુંવાળો, તદ્દન લપસણો.'

× × ×

'કેમ ચંદુ, શું બકી ગયો? તારામાં કંઈ રીતભાત છે કે નહીં?'

'હેં?'

'નરેન્દ્રને કેમ લાવે છે? વીણા ત્યાંજ હશે. એ હરામખોરને જોતાં એને શું થશે! સુવરની ઓલાદનો! છોકરીની જીંદગી બરબાદ કરી.'

ચંદુનું મોઢું એટલું પડી ગયું કે એનાં ચશ્માં પડી ગયાં.

'નસીબ મારું, વીણા ચુંકાશે?'

'વીણા જેવી તીવ્ર લાગણીવાળી છોકરી!'

'પણ નરેન્દ્ર તો એની સાથે પરણવા આવે છે!'

'શું?'

'એકદમ–સોળ આના–તેથી તો આવ્યો છે!'

રાવસાહેબ વિચારમાં પડ્યા.

'આ કાંઈ સમજ ના પડી. એનો કાગળ મેં વાંચ્યો હતો.'

'ખરી વાત, પણ હવે આંખો લૂછી રુમાલ નિચોવે છે. હું તેથી જ આવ્યો હતો. મેં વીણાને કહ્યું પણ મને ઉડાવ્યો એટલે મેં નરેન્દ્રને જ બોલાવ્યો. મારા મનથી આંખેઆંખ મળશે...'

રાવસાહેબનું સમતોલપણું આવી ગયું.

'સત્ય છે, તેં બહુ અણધારી અક્કલ વાપરી નરેન્દ્રની વર્તણુંક જો કે નીચ હતી, પણ વીણાનો પ્રેમ સાચો હતો. વખતે અંગત મિલાપનો ફેર પડે. મને ઇચ્છા હતી કે એ મદનલાલને પરણે!'

'કાળભૈરવ–પેલો કિરસ્તાન–મદન વાંસડો?'

'ઘણો સારો છે, અને જાતનો ભેદ તો હવે છે જ ક્યાં? જરા મગજમાં જગ્યા વધારે ખાલી છે, પણ તે તો વીણામાં ઘણું વધારાનું છે તોયે નરેન્દ્ર વધારે સારો...'

'વીણાએ કોઇકને તો પરણવું જ જોઈએ.' ચંદુએ કહ્યું: 'જુઓને, વીણા જેવી છોકરીને આમ હાડમાર થવું પડે એ ઠીક નહિ.'

'તેં સોનાના બોલ દહ્યા.'

'જો કે આ કામમાં, કવાઅમાં મોટી હડી એ છે કે વીણા ઘણાજ સ્વતંત્ર સ્વભાવની છે, વખતે નરેન્દ્રને મરચાં ભરી નસાડી પણ મૂકે.'

'તો આપણે ઇચ્છીએ કે મદન તરફ મીઠી નજર કરે.'

'એમ! તો ભલે. તો પણ એ માઇકલ આખરે તો ભંગાર જ છે. આ વાતમાં હું સાડનો ભાવ આપવા તૈયાર છું. વખતે મારું ચિત્ત અત્યારે જરા ડામાડોળ છે એટલે ભાવ વધારે આપતો હોઈશ. સવારના ત્રણ વાગે પથારીમાંથી ખેંચી કાઢ્યો છે તો પણ સાઠને બદલે સિત્તેરનો ભાવ કે-વીણા એ બન્નેને ફોલ્લા ઉડાડશે. ખોટો પણ પડું.'

'ખોટો પડે તો સારું. કારણ જો એમ બનશે તો મારે કૂવામાં છતી આંખે પડવું પડશે.'

'એ કૂવો કાંઇ ઓળખાયો નહિ.'

'ચંદુ, તું વીણાનો બાળમિત્ર છે અને હું કાકો છું, એટલે હું તારી આગળ દીલ ખોલી શકું છું. આ દુનિયામાં વીણા કરતાં મને કોઈ વધારે વહાલી ચીજ નથી. એણે મારામાં વિશ્વાસ રાખ્યો

અને મેં એને દગો દીધો. એની મિલકત મેં ગુમાવી એટલે મારે આકાશના તારા ઉતારીને પણ એ ભરી આપવું જોઈએ. જો કોઈ શ્રીમંતને એ ન પરણે તો કોઈ શ્રીમંત સ્રીને મારે પરણવું પડશે.'

ચંદુ ઊભો રહ્યો. મોં ઉઘડી ગયું.

'તમે ? શું તમે માશીબા સાથે...'

'નામ દેવાની જરુર નથી, પણ તારી ધારણા સાચી, અંત વેળાએ એ બલિદાન આપવા હું તૈયાર છું, આજ રાત્રે કતલની રાત છે, સાહેબજી ! હું જરા કલબમાં જાઉં છું. નરેન્દ્રની ફત્તેહ ઈચ્છું છું.'

'ખરા મનથીજ ઇચ્છતા હશો !'



## પ્રકરણ ૭ મું

### વીણાનો વિજય

કોઈ પણ બનાવના બની ગયા પછી જ એનો ઇતિહાસ લખવો એમાં ઇતિહાસના લેખકની સલામતી છે; નહીં તો માશીબાની પાર્ટી જેવું થઈ જાય. એમણે છાપાંઓમાં પહેલેથીજ વિગત આપી દીધી હતી. જો કે એમાંનું પોતાને લગતું વિવેચન સત્ય હતું કારણ એમનું રુપ વગેરે જગજાહેર હતું, પણ જ્યારે એમણે લખ્યું કે મહેમાનોએ એક અવાજે પોકાર્યું કે આવો આનંદ કદી ભોગવ્યો ન હતો, ત્યાં જનતાને એણે છેતરી હતી. નંબર એક—રાવસાહેબ. નંબર બે—મદનલાલ, અને નંબર ત્રણ—ચંદ્રવન—એ ત્રિપુટીની માનસિક સ્થિતિ એટલી અસ્વસ્થ હતી કે મોં ઉપર સાધારણ સ્મિત લાવવું પણ અશક્ય થઈ પડયું હતું.

મદનને તો અશક્યજ લાગ્યું, એટલે વહેલોજ જતો રહ્યો. વીસજ મિનિટમાં એ નાઠો, દરિયાકાઠાંના ત્રણ ચક્કર માર્યા અને જ્યારે ટાંટિયાએ પોકાર ઉઠાવ્યો ત્યારે ટેક્સી કરી ઘેર ગયો. વીણાએ એ વીસ મિનિટમાં બહુજ માયાળુ પણ શુદ્ધ ભાષામાં જણાવી દીધું કે 'બેન તરીકે બળેવને દહાડે રાખડી બાંધવા એ પહેલી આવશે અને એના ભવિષ્યમાં રસ લેશે.'

આવી દુઃખી અવસ્થામાં મદન માટે આપણું પણ દીલ દુઃખાય છે. જો કે આ તો મદનને સાતમો કે આઠમો કારમો અનુભવ હતો; પણ એના મનથી કે એની નાતમાંજ આમ થતું હશે ધારી પરનાતમાં એણે પાસો નાંખ્યો. એણે જો ભવિષ્યમાં નજર નાંખી હોત તો એના મિત્ર રોયની બેન સાથે એનાં લગ્ન થઇ શકત અને એનું મન હળવું થઇ શકત. જો કે હાલ તો એ છોકરીની ઉંમર પંદર વર્ષનીજ હતી, અને હાલ તુરત મદનને એ બિલકુલ નાપસંદ હતી. રાતના અઢી વાગ્યા સુધી એણે વીણાના વિચાર કર્યાં અને ઉંઘી ગયો. સવારમાં ચા પીધી અને ઉંઘી ગયો, એમ કરતાં લગભગ એક પખવાડિયા સુધી દુઃખી થયો, પણ એક દહાડો એક સોનેરી વાળવાળી સાથે ઓળખાણ થયું અને એનું મન પ્રફુલ્લિત થવા માંડયું.

આ વાત રાવસાહેબે ચંદ્રવદનને કહી, કારણ રાવસાહેબને તો માંચડે ચડતે બચાવનાર બેજ જણ હતા. નરેન્દ્ર યા તો મદન. એણે મદન અને વીણાને એકાંતમાં વાત કરતે જોયાં હતાં, અને મદનને વીજળીવેગે નાસતો પણ જોયો હતો. રાવસાહેબને ચંદુનો આપેલો સોદનો ભાવ દુરસ્ત લાગ્યો.

ચંદુ તો પદ્મા સાથે વાતમાં મશગૂલ હતો. ચારે બાજુ ખાણીપીણી, નાચ રંગચાલુ હતું પણ અત્યારે ચંદુના પગ સ્થિર થઇ ગયા. એ સ્ટુડિયોમાં એક વખત હીરો હતો તે એને યાદ આવ્યું. એ રાવસાહેબ સાથે ગયો. વાત સાંભળી એને નવાઇ ન લાગી. એ તો કહેતોજ હતો કે એ વાંસડો બખડતોજ રહેશે.

'નરેન્દ્ર ક્યાં છે ?' રાવસાહેબે બીજા બચાવની ખબર કાઢી.

'એ તો હજી નથી આવ્યો.'

'કેમ ? તારી સાથે આવવાનો હતો ને ?

'એમજ હતું પણ એ કોઇ એના મિત્રો સાથે ફસાઇ પડયો એટલે મોડો આવશે.'

'પણ તેં એને કહ્યું નહીં કે વીણા અહીં આવવાની છે ?'

'કહ્યું–પણ એ કહે કે છૂટો થઈને તરત જ આવીશ. આવવો જોઈએ.'

રાવસાહેબને વળી પાછી મૂંઝાની મદદ લેવી પડી. ચંદુની આ બેદરકારી એમને ગોઠી નહીં.

ચંદુની વર્તણુંકમાં એમણે આ પ્રસંગ માટે જરા વધારે ઉત્સાહ અને મહત્ત્વની આશા રાખી હતી.

'હું પણ જઈશ, મારે બહુજ અગત્યનું કામ છે.'

ચંદ્રવદન પાછા પદ્માની સોડમાં ભરાયા.

રાવસાહેબ ઊતરી ગયેલા મોંઢે પાછા ફર્યા અને માશીબાએ ઝાલ્યા.

'રાવસાહેબ, ક્યાં હતા ? આખું મકાન હું તો શોધી વળી.'

રાવસાહેબ જરા મૂંઝી તો ઊઠયા પણ ફરજ બજાવવા તૈયાર થઇ ગયા.

'ચાલો હું...' રાવસાહેબ અધવચ્ચેજ અટકયા. એમણે નરેન્દ્રને જોયો અને હસી પડયા.

'નરેન્દ્ર, ક્યારે આવ્યો ? ભલે આવ્યો.'

'સર નરેન્દ્ર હમણાં જ આવ્યા,' માશીબા ખુંખાર્યાં.

'કેમ રાવસાહેબ !' નરેન્દ્રને રાવસાહેબના આવકારથી જરા આશ્ચર્ય લાગ્યું.

'હું તો બહુજ ખુશ થયો, ચાલ, તને બધાંની ઓળખાણ હું કરાવું.'

'ઠીક છે. મારુ કામ તમારે જ કરવાનું છે ને !' માસીબાએ ટેકો આપ્યો.

'નરેન્દ્ર! સારું થયું આવ્યો.

રાવસાહેબે છુટકારાનો દમ લીધો. માંચડો ચડવાના વખતમાં વિલંબ તો થયો. હવે નરેન્દ્ર શું કરે છે તે જોવાનું રહ્યું.

'વીણા મળી?'

'ના–વીણા–એટલે કે–હજી પણ...

'હાસ્તો–તું જરા સમજ પાડને એટલે થયું, લે આ આવી. વીણા! કોઇ તારો જૂનો મિત્ર મળવા આવ્યો છે.'

રાવસાહેબ મિલાપ કરાવી ખસી ગયા.

'કેમ નરેન્દ્ર!' વીણાએ નિરાંતે કહ્યું, કહેતાંની સાથે એને નવાઈ લાગી. એના હૃદયમાં કાંઇજ આઘાત ન થયો. એનાં રુવાં બેઠેલાં જ રહ્યાં. એને બિપીન સાંભર્યો અને નરેન્દ્ર અને બિપીન વચ્ચે માનસિક સરખામણી પણ થઇ ગઇ.

'તું અહીં ક્યાંથી?'

વીણાને બીજી નવાઈ લાગી. નરેન્દ્રને એણે કુદરતીજ 'તું' કહીને બોલાવ્યો એને હંમેશ 'તમે, તો શું પણ 'આપ' કહેવાની ઇચ્છા થતી હતી. આ તો નહોતી મળી ત્યાં સુધીજ એના મનમાં સંદેહ હતો. નરેન્દ્રને જોયા પછી એના હૃદયની ઓરડીમાં ભરેલો નકામો અસબાબ એકદમ ઠલવાઈ ગયો. હૃદય સાફ થઈ ગયું. નરેન્દ્ર પાસે બેઠો. એનો આવકાર સાંભળી એને જરા ઠીક તો લાગ્યું પણ 'તું' કારાને લીધે વધારે શંકાસ્પદ લાગ્યું. માણસજાત અસંતોષીજ રહેવાની કારણ એને વીણાનો આવકાર ગમ્યો પણ એના વર્તનમાં ઘણી ઊણપ લાગી.

'વીણા!' નરેન્દ્રે ખોખરો લાગણીભર્યો અવાજ કાઢ્યો.

અવાજ તો એ પ્રમાણે કાઢવોજ જોઈએ. એ તો એક વિવેકની વાત હતી. આ પ્રસંગ તેના મનથી તો સરળજ હતો. એક મહાપુરુષ નમ્રતા સેવે સાધારણ, એટલે કે, મુડીવાળો, ધીરુ અને ભાંગ્યુંતૂટ્યું બોલે એટલે પત્યું. આ અવાજ કાઢી એણે વીણાનો માર્ગ ખુલ્લો કરી આપ્યો.

જો કે વીણાએ આનંદ દેખાડી આ પ્રેમપશ્ચાત્તાપ નાટકના પહેલાજ સીનનું સત્યાનાશ વાળી નાંખ્યું, પણ નરેન્દ્રે સુધારી લેવા પ્રયત્ન કર્યો. પણ વીણા તો એના તરફ જોઈ હસતી હતી અને હાસ્ય પણ જરાએ બનાવટી ન હતું. એના આવકારથી નરેન્દ્ર જરા લેવાઈ ગયો હતો પણ આ તો ગભરાવાની વારી આવી લાગી. એણે કારણ શોધવા માંડ્યું. વીણાનું વર્તન ગુસ્સાવાળું હોય તોજ એનું પ્રેમ નાટક એના ધાર્યા પ્રમાણે આગળ વધે. પણ આ તો 'કેમ દોસ્ત, કેમ છે?'ના અવાજમાં એને કાંઈ વીણાના હૃદયના આઘાતના પડઘા સંભળાયા નહીં અને આશા બંધાય એવું કાંઈ દેખાયું યે નહીં. મૈત્રી એ સારી લાગણી છે પણ અહીં તો તીવ્ર લાગણીઓના ઘર્ષણથી અંગારા નીકળવા જોઈએ ત્યાં મૈત્રી નરેન્દ્રને અસ્થાને લાગી.

'કેમ મુંબઈ ગમ્યું? કાંઈ કામે આવ્યો છે?'

નરેન્દ્ર તો વધારે ચગડોળે ચઢ્યો. પુનઃ સંધાનનું ગાડું તદ્દન ખોટે ચીલે ચઢી ગયું. આ સંધ કાશીએ તો શું પણ ભાગોળે પહોંચવો જ અશક્ય હતો. વખતે વીણા આ આનંદરૂપી ઢાલની પાછળ પોતાનો ઉદ્વેગ તો નહીં છુપાવતી હોય! નરેન્દ્રે આ વાતચીતને પ્રેમની ઉચ્ચ કક્ષાએ પહોંચાડવા ફરીથી પ્રયત્ન કર્યો.

'હું તને મળવા આવ્યો–તને!' નરેન્દ્રે લાગણીવશ અવાજ તો કર્યો પણ પહેલાં કરતાં જરા ઓછો. વીણાની વર્તણૂકથી એનો લાગણીદર્શક અવાજ જરા ધસાઇ ગયો.

'બોલ.'

'આ તો હદ થઈ. હદની પરાકાષ્ટા. નરેન્દ્ર ફદફદી ઊઠ્યો. જવાબમાં 'બોલ?'

બંને ચૂપ રહ્યાં. વીણા તો એની સામે મૈત્રીની વિશુદ્ધ નજરે જોઇ રહી હતી પણ એ દૃષ્ટિ બેરોનેટને દઝાડતી હતી. તિરસ્કાર પણ એને ગમત. ચીડી ગઈ હોત તો યે વધારી શકત પણ આ તો જાણે કોઇ ઓળખીતું જાનવર હોય એમ એની સામે તાકી રહી

હતી. આ નરેન્દ્રના માનસિક વાવાઝોડા વિષે વીણા અજ્ઞાત જ રહી અને એ તો જોઇ જ રહી. એ વળી એમ વિચાર કરતી હતી, કે આ નરેન્દ્ર, જે એને દેવ લાગતો હતો તે હવે સાધારણ મનુષ્ય કેમ લાગે છે? એનામાં શો ફરક પડ્યો ? એના તરફ જોતાં કેમ કાંઇ જ લાગણી નહોતી થતી? આ તો કોઈ મહાન ચિત્રકારના ચિત્રની નકલ જેવું લાગ્યું. રુપરેખા આબાદ પણ આત્મા ન મળે. વીણા સમજી એ ઝવેરી બની ગઇ હતી. અત્યાર સુધી તો નરેન્દ્ર એક હીરો હતો, તે હવે એણે પોખરાજ તરીકે ઓળખ્યો.

નરેન્દ્રથી વીણાના વિચારો વાંચી ન શકાયા. એણે તો વીણાને જોઈ અને હંમેશ મુજબ એના દેખાવથી એ હણાયો. એણે ફરીથી વાતને પ્રેમકથામાં બદલવાનો પ્રયત્ન કર્યો. એણે નિશ્વાસ નાખ્યો.

'વીણા, મને માફ કરી શકીશ?'

એણે વીણાનો હાથ પકડવાની કોશીશ કરી, જે ફળીભૂત ન થઈ.

'કેમ નહીં! માફ કરવાનું હતું જ શું? તો પણ લે માફ.'

'માફ કરવાનું હતું જ નહીં!' નરેન્દ્રને બોલવાનો મોકો મળ્યો. 'કેમ નહીં, હું તદ્દન એક મવાલી જેમ વર્ત્યો છું.'

'જરાય નહીં.'

'છું જ–મારું હૃદય ચિરાઈ ગયું છે.'

વીણાને હસવું આવવા માંડ્યું. આ શબ્દો એણે ધારેલા જ હતા.

'વીણા, કહેને કે આપણા વચ્ચે પહેલાંનોજ સંબંધ ચાલુ છે.'

'એ મારાથી નહીં કહેવાય.'

'ન જ કહેવાય–પણ આપણાં લગ્ન પછી...'

'તારે મારી સાથે લગ્ન કરવું જ છે?'

'વીણા!'

'મને નથી મનાતું.'

'તને હજી શંકા છે?'

'પણ એનો નતિજો શું આવશે તેનો વિચાર કર્યો?'

'નતિજો ?'

'તારી માતુશ્રી...'

'ઓહ! નરેન્દ્રે હવામાં હાથથી માતુશ્રીની વાત ભૂંસી નાખી.'

'સાંભળ. પહેલાં હું શ્રીમંત અને સામાજીક ગૃહસ્થ હતી ત્યારે એણે મારો વિરોધ કરેલો અને હવે હું તો સિનેમા એકટ્રેસ છું અને ભિખારી છું.'

નરેન્દ્રની હોઈએ ગળચો દાબી હોય એમ લાગ્યું.

'સિનેમા એકટ્રેસ?'

'તને ખબર નથી? ચંદુએ નહોતું કહ્યું?'

'ના. મારા મનથી તું પણ આ પાર્ટીમાં એક આમંત્રિત મહેમાન હોઈશ.'

'તે તો છું જ. આખી અમારી કંપની મહેમાન છે.'

'પણ...પણ...'

'એટલે આ લગ્નવાળું બધું જરા મુશ્કેલ છે.' વીણાનું મોં ગંભીર હતું પણ હૃદય હસી રહ્યું હતું.

'તું તો મોટો માણસ છે. અને જો એક સિનેમાની નટી સાથે લગ્નથી જોડાય......'

'પણ એ જાણશે કોણ?'

'જાણશે કોણ? તને અમારા જાહેરખબરખાતાની માહિતિ ક્યાંથી હોય! એક સિનેમા નટી એક બેરોનેટ સાથે પરણી એ વાત જો છૂપી રખાય તો તમામ રિપોર્ટરો ઝેર ખાઈ આપઘાત કરે.' વીણા હસવા માંડી. દરેક પેપરમાં આપણી છબીઓ આવશે. મોટાં મથાળાં તળે આપણાં વર્ણન આવશે, પરદેશમાં તારથી ખબર જશે. તું તો મહાપુરુષ છે એ કેમ ભૂલી ગયો!'

નરેન્દ્ર પૂણી જેવો થઈ ગયો. માતુશ્રી સામે લડવાની એની તૈયારી હતી પણ આ તો વિચાર જ કેમ થાય? વીણા જોઈ રહી. અને દયા આવી. આ પરિસ્થિતિમાંથી એ કેવી રીતે છૂટશે એ જોવાની એને જરા આકાંક્ષા થઈ.

'જરા અસહ્ય થઈ જશે નહીં?' વીણાએ બીજું તિર માર્યું અને શિકાર તરફડતો જોયો, પણ દયા વધી ગઈ. વેર લેવાની વૃત્તિ ઘટી ગઇ. નરેન્દ્રને એણે જ મુક્ત કર્યો.

'અને નરેન્દ્ર, મારું તો લગ્ન નક્કી થઇ ચૂક્યું છે.'

'હે! શું?' નરેન્દ્ર ઊભો થઈ ગયો.

'હું તો એક બિપીન નામના માણસને પરણવાની છું.'

નરેન્દ્ર પાછો બેસી ગયો. એની નસો તતડી ઊઠી.

'મને પહેલેથી કેમ ન કહ્યું?'

વીણાએ એનો ખભો થાબડ્યો. 'કહેવું જોઇતું હતું, ખરું?'

'મને આગળ ને આગળ દોરી ગઈ.'

'હરકત નહીં. નરેન્દ્ર, ચાલ પતી ગયું. પણ મઝા ખૂબ પડી નહીં?'

'મઝા!'

'ચાલ, નાસ્તો કરવા.'

'મારે નથી ખાવું.'

વીણા ઊભી થઈ.

'મારે તો જવું જ પડશે. મને ખુશાલી માતી નથી એટલે નહીં બેસાય. સાહેબજી, નરેન્દ્ર! આપણે હવે આ જીંદગીમાં ભાગ્યે જ મળીશું. તું જરાય બદલાયો નથી.'

નરેન્દ્ર એને જતી જોઈ રહ્યો. એણે સિગારેટકેસ ઉઘાડ્યું. ખાલી. એ એને પ્રતિકરુપ લાગ્યું અને ચંદુ પાસેથી સિગારેટ શોધવા નીકળ્યો.

'ચંદુ, સિગારેટ છે?'

સ્ટુડીઓના ગર્ડર ગણતી ચંદુની દષ્ટિ નીચે ઊતરી.

'કોણ લંગોટિયો મિત્ર! સિગારેટ? એક?–આજે તો સર્વ રીતે બહુવચન–એક નહીં હજાર. અરે ક્યાં છે સિગારેટ–ચંદ્રવદન દેસાઈ! સિગારેટ કાઢ–લે! ચંદુએ સિગારેટ કેસ ધર્યું. નરેન્દ્રને એના બાલ-

મિત્રની આછકલાઈ નાપસંદ આવી. 'અરે નરુ ! આબરુના ઈજારદાર ! એક કદી ન મનાય એવો બનાવ બની ગયો છે. તું કદી નહીં ધારી શકે. ટૂંકમાં છેલ્લો સિન કહું તો હું અદરાયો છું. તું સમજ્યો ? અદરાયો એટલે મારું લગ્ન નક્કી થયું છે.'

નરેન્દ્રે સામાજીક વિવેક કર્યો.

'અભિનંદન, હું એમને ઓળખું છુ.'

'હાલ તુરત નહીં પણ હમણાં જ ઓળખીશ. આ કંપનીમાં જ છે. વીણા સાથે જ કામ કરતી હતી. પદ્મા એનું નામ. એજ મારો હસ્તમિલાપ–ગુલાબનું અત્તર છે. અરે ગોરી કસ્તુરી છે. તને ગમશે.'

નરેન્દ્રના ડોળા નીકળી પડવા જેવા થઈ ગયા.

'સિનેમા ! તું પણ ! આ શી રીતે બનતું હશે ?'

'ઠીક કહ્યું. આ શી રીતે બનતું હશે, તો સાંભળ ! ભૂતકાળમાં નજર કરતાં એ હંમેશાં હુસ્નપરી જ લાગેલી પણ લગ્ન એ તો ખ્યાલ જ નહીં. ક્યાંથી આવે? દોસ્ત ખરી પણ મારા મનથી મારા જેવા એક મંડળની શોભામાં વૃદ્ધિ કરનારા સાથે એ પરણે ? ગાડું ગબડયા કરતું હતું, પણ આજે આ પાર્ટીમાં મને ખબર પડી કે સાકર પણ વધારે ગળી થઈ શકે અને જેમ સાપ કાંચળી છાંડે તેમ મારી આંખેથી પડળ ઉખડી ગયાં અને...તું સમજે છે ? મેં દીલને કહ્યું: 'ચંદુ, ઝુકાવ. એમાં તને કાંઈ નુકસાન થાય છે ? તારું કાંઈ જાય છે ?' અને મારી ધારણા સાચી જ પડી. હું એના કાનમાં મારી જીંદગીના દુઃખ રેડતો હતો અને એ મારો વાંસો થાબડતી હતી એટલે કે શબ્દોથી; પણ પાંચ મિનિટમાં અમે બન્ને એકમેકનો ખરો વાંસો જ થાબડવા માંડયાં અને પછી તો...ટૂંકમાં મેં કહ્યું કે 'પદ્મા, આપણે પરણી કાઢીએ.' અને એ કહે 'ક્યારે ?' હવે તો અહીંઆં જ લગ્ન કરીને જવું છે. દુનિયાનો સુખી માણસ આ તારો આજ્ઞાંકિત સેવક વગેરે વગેરે.'

ચંદુ થોભ્યો. એને ભાન આવ્યું કે એણે નરેન્દ્રને બોલાવવાનો વખત જ નહોતો આપ્યો.

'નરુ આ વિષય ઉપર જરા વધારે બોલાય તો માફ કરજે. મારું મગજ જેટલું છે તે પણ જરા ચક્કરે ચડયું છે. હવે તારો વારો. વીણા મળી ?'

'હા.'

'આમ બધું પતી ગયું. લીલાલહેર. એવડાં લગ્ન એટલે આપણે ગોરને અડધી કિંમતે ઠરાવીશું.'

'હું અને વીણા પરણવાનાં નથી.'

ચંદ્રવદનની આંખો લુખ્ખી લખ થઇ ગઇ. એને વીણાના સ્વભાવ વિષે વહેમ હતો જ.

'કેમ, પાણીચું પકડાવી દીધું ?'

આ પ્રશ્ન નરેન્દ્રના અભિમાનને આઘાતરુપ હતો. ચંદુ જેવા ચેલા આગળ કબૂલ કરવું કે કોઇ પણ છોકરી એને ના પાડે એ વિચારજ ભયાનક હતો.

'છટ્-છટ્' એ તો અમને બન્નેને અશક્ય જ લાગ્યું. વીણા સિનેમામાં કામ કરતી હતી એ તેં મને કેમ કહ્યું નહીં ?'

ચંદુના કાન સાથે મોઢું પણ ઉઘડયું. એના મિત્રના શબ્દોનો અર્થ ન સમજવા એ મહેનત કરતો હતો. ત્યારે શું પ્રવીણ, કીસન વગેરે ખરા હતા ?'

'એટલે નરૂ ! નરેન્દ્ર ! સર નરેન્દ્ર બેરોનેટ ! વીણાએ ફિલમમાં કામ કર્યું માટે...આ...જી દેખાડી ?'

નરેન્દ્રે એની માનું વારસામાં મળેલું ઘૂરકયું કર્યું. 'ચંદુ એટલે કોણ ?'

'મારે તો વિચાર કરવાનો ને ? એનો શો નતિજો ? દરેક પેપરમાં લેખો, છબીઓ, પરદેશ તારો, ગેરસમજો, મારા ભવિષ્યનો, મારી ઉજ્વલ કીર્તિનો પણ જરા ખ્યાલ કરવાનો ને ? મારી જીંદગી શરુઆતમાંજ લૂલી થઈ જાય...'

નરેન્દ્રનો અવાજ પણ લૂલો થઈ ગયો અને ચંદુ ભભક્યો.

'ઓ મારા પવિત્ર ગામડિયા પૂર્વજો ! આ અમીરનું આ કારણ હતું.' નારીયા, તારે વિષે મારો સાત માળ ઉંચો અભિપ્રાય હતો, હું તારી નકલ કરવામાં અભિમાન લેતો, પણ તું જો આ જાતનો અમીર હોય તો હું ગમારજ સારો છું. તારા જેવો નથી તેને માટે હું માતાજીને મરચો ચડાવીશ, કીસન સાચો—બધા સાચા. જંતુ તે જંતુ જ રહે. મેં તારો બચાવ કરવામાં તબિયત બગાડી. કેવો તારી મા જેવો દેખાય છે. અહીંથી આપણા રસ્તા જુદા છે. હું તારી સાથે હવે વાત નહીં કરું અને તું મળે તો મારી સાથે બોલીશ નહી, હું તને નથી ઓળખતો. સમજ્યો ! મારે પણ મારી આબરૂ સાચવવાની છે ને ?'

એટલામાં રાવસાહેબ આવ્યા.

'કેમ નરેન્દ્ર—કેમ શું...'

નરેન્દ્ર નાઈટ—બેરોનેટનું અભિમાન મરણતોલ ઘવાયું હતું.

'કેમ ચંદુ ?'

'એ સુવર, વીણા સાથે નથી પરણવાનો—ઊડી ગયું.'

'ઊડી ગયું ?'

'તદ્દન.'

'તદ્દન ?'

'હવામાં—હરામજાદો કહે છે એની કારકિર્દીને લાંછન લાગે...'

'પણ—હું એને કહું...'

'તો ભલે—મને તો કોઈ પગાર આપે તો [illegible] એની સાથે ન બોલું.'

રાવસાહેબ ટટાર થયા.

'એટલે કે...'

'ઊડી ગયું.'

'રાવસાહેબ ચાલવા માંડ્યા.

'છેલ્લી સલામ, ચંદુ.'

'ક્યાં જશો ?'

'જનમટીપમાં.'

'એટલે ?'

'વીણાની કાકીબાને શોધવા.'

રાવસાહેબ ગયા અને વીણા આવી.

'દરબારકાકા, ક્યાં ગયા ?'

'કાકીબા શોધવા.'

'એટલે ?'

'તારી કાકીબા લાવવા.'

'શું બકે છે ?'

'સાંભળ...'

× × ×

માશીબાની જોડે રાવસાહેબ જમ્યા હતા. કેમ આગળ વધવું તે વિચારતા હતા. જુવાનીમાં કરેલાં ભાષણો અત્યારે અયોગ્ય લાગતાં હતાં. યૌવનના સૌન્દર્યનું એકે વાક્ય માશીબાને લાગુ નહોતું પડતું. આલિંગન આપવું અશક્ય હતું કારણ માશીબાના શરીરને વીંટાળાય એટલા હાથ ઉરાંગઉટાંગના પણ નહીં હોય. ત્યારે ફક્ત નજરની મીટ માંડવી રહી.

'થાક લાગ્યો છે ?'

'જરા.' માશીબા મીઠાઈ ખાઈ જાડાં થતાં અને જુવાનીની મસ્તી દેખાડવા દોડમદોડ કરી થાકી જતાં એટલે ઘણુંખરું તે હાંફતાં જ હતાં.

'મહેનત ઓછી કરો.'

'તમે તો બહુ જ માયાળુ છો રાવસાહેબ !'

'હું છું ?'

'છોસ્તો.'

'તમે એક વાત ધ્યાનમાં લીધી છે ? એ માયાળુપણાનું કારણ વિચાર્યું છે ?'

'આનાં કારણોનાં મૂળ ઊંડાં હોય તેનો ખ્યાલ...'

રાવસાહેબ અટક્યા—તૈયાર થયા અને માશીબાની આંખમાં શિકારીનો ઉત્સાહ જોઈ બકરીની જેમ થરથર્યાં. માશીબાએ ઉત્તેજન આપ્યું.

'શું કહેતા હતા? કહોને?'

રાવસાહેબે આંખો બંધ કરી. એને લડાઈઓ યાદ આવી. એને કેમ એક ગોળી ન વાગી.

'બોલોને!'

'હા, જુઓને—મને લાગણી—મારી લાગણી. એટલે—થએલી કે થતી લાગણી...'

વીણા આવી.

'માફ કરજો, મારે જરા વાત...'

રાવસાહેબ કૂદ્યા.

'મારી સાથે વાત કરવી હતી ને? જરા માફ કરજો.'

માશીબાએ બને એટલો અણગમો દેખાડયો. રાવસાહેબ વીણાને લઈ બીજા ઓરડામાં ગયા.

'ટાઈમસર છું?' વીણાએ કાનમાં પૂછ્યું.

'ટાઇમસર?'

'સમજો છો તો ખરા! દરબારકાકા—તમારે એ બૂઢીને કાંઈ જ કહેવાનું નથી.'

'પાસા નંખાઈ ચૂક્યા.'

'પથરાએ નથી નંખાયા, પણ—તમે કાંઇ કહી તો નથી બેઠાને?'

'ના—એક રીતે જોઇએ તો ના.'

'તો બસ, તમે શા માટે આ કૃત્ય કરો છો તે જાણું છું પણ એ નહીં બને.'

'વીણા, તું સમજતી નથી.'

'સમજું છું.'

'આમાં એક ધ્યેય છે.'

'તે જાણું છું. ચંદ્રએ મને કહ્યું છે. પણ હું જ પરણવાની છું ને.'

રાવસાહેબના મુખ ઉપર ખુશાલી છવાઈ રહી.

'નરેન્દ્ર?'

'ના–કોઈ બીજોજ. તમે નથી ઓળખતા, પણ તમને ગમે એવો છે. મને ગમે છે માટે તમને ગમશે. હવે જાઓ પાછા.'

રાવસાહેબે વીણાનું માથું વહાલથી પકડી કપાળે ચુંબન કર્યું. એમનાથી બોલાયું નહીં.

'વીણા, આ છુટકારો–પહેલાં તને અભિનંદન...'

'છુટકારો–પહેલો.'

'કોઈ શ્રીમંત છે?'

'કોણે કહ્યું?'

રાવસાહેબનું મોં ઊતરી ગયું.

'પણ ત્યારે...મેં જે તારું ગુમાવ્યું તે તને ન મળે...'

'પાછી એજ વાત? બિપીન પાસે જરુરિયાત કરતાં થોડા વધારે પણ પૈસા છે. અને પૈસાની વળી કીંમત શી?'

'પૈસાની કીંમત શી?' રાવસાહેબ તો જોઈજ રહ્યા. 'પૈસા એટલે...વીણા, તું પૈસા વિષે આવી નાદાન ભાષા કેમ વાપરે છે? પણ જો તને લાગતું હોય કે પૂરતું છે...'

'છેજ...હવે જાઓ નહીં તો માશીબા તમારે માટે વહેમાશે કે કોઈ હરણ કરી ગયું.'

'જવું પડશે?'

'છુટકો જ નહીં. વિવેક ન ચૂકતા.'

'તો ભલે પણ હવે વાતચીત આગળ ધપાવવી મુશ્કેલ પડશે. ચાલ જીવ.'

માશીબા અધીરાં થઈ ગયાં હતાં.

'છોકરીને શું કામ હતું?'

રાવસાહેબ દમામથી બેઠા. નબળાઈ ખતમ થઈ. જાત ઉપર આવી ગયા.

'અરે કાંઈ નહીં. કાંઈ છોકરાંની મુશ્કેલીઓ, તે થોડા શબ્દોમાં મેં દૂર કરી આપી.'

માશીબા, હવે મુદ્દા ઉપર આવવા ફાંફાં મારવા માંડયાં.

'તમે કાંઈ અગત્યનું કહેતા હતા ને?'

રાવસાહેબે કપડાં ઉપરથી અદૃશ્ય ધૂળ ખંખેરી અને તેની સાથે માશીબા પણ ખંખેરાયાં.

'હં.—અગત્યનું? હા–હા—જરૂર. એમ કે તમારે બહુ થાકી ન જવું. આ ઉમ્મરે શરીર બગડે.'

'તમે તો બહુ જ માયાળુ છો.' કાકીબા ફરીથી લડયાં. કારણ પહેલાં આ અસ્ત્ર ફાવી ગયું હતું

'કેમ ન હોઉં' રાવસાહેબ ઉત્સાહથી બોલ્યા 'મને આવા ઘણાં અનુભવો થયા છે, તમારા જેવા શ્રીમંત બાઈને કેટલો શ્રમ પડે છે તે બરાબર જાણું છું. પણ એનો એક ઉપાય છે. મારી એક મિત્ર એક રાણી છે. નામ નહીં દઉં પણ વાત એમ છે કે એને પણ એની પોઝીશન પ્રમાણે હાડમારી પડતી હતી. પછી જ્યારે મને આ 'શીમો'ની ખબર પડી ત્યારે મેં એને ટટાર કરી નાખી. આ ચીજ છે તે લોહીના લાલ કણને...'

માશીબાની કાયા શબવત્ થઈ ગઈ.

'રાવસાહેબ!'

'માશીબા!'

'માશીબા? તમે પણ? મને દવાની જરુર નથી.'

'પણ આ તો દવા નથી. મોટી અને નાની સાઇઝ બંને મળે છે......'

'રાવસાહેબ, હું થાકી ગઈ છું.'

'માટે જ આ રસાયણને......'

'આપ જરા મારી મોટર બોલાવશો?'

'જરૂર—વાહ—જરુર—એજ મોટર ને.'

રાવસાહેબ ગંગોત્રીનાં ગાયન ગાતાં પવનવેગે ચાલી નીકળ્યા.

## પ્રકરણ ૮ મું

### બિપીનની કસરત અટકાય છે

નિત્ય નિયમ પ્રમાણે પોતાની અગાશીમાં બધાને દેખતે બિપીન કસરત જમાવી રહ્યો હતો. માણસજાતના બે વિભાગ હોય છે. એક વર્ગ કસરત કરે છે અને બીજો વર્ગ જે જાણે છે કરવી જોઈએ પણ નથી કરતો. બિપીન પહેલા વર્ગનો હતો. આજે જરા કસરત જોરમાં ચાલતી હતી કારણ વીણાના વિચારોને લીધે રાત્રે ઊંઘ નહોતી આવી અને તમાકુ વધારે પીવાઈ ગઈ હતી. જમીન ઉપર ચત્તો સૂઈને પગ હવામાં હીલોળતો હતો અને વીણાને જોઈ.

'ઓ બજરંગબલિ.'

'ચાલવા દો, મને મજા પડે છે.'

'ક્યારની આવી છે?'

'હમણાં જ, મને તમારી રસોઈ કરતી બુઢ્ઢીએ કહ્યું કે શેઠ કસરત કરે છે.'

'રસોઈ શેની, નાસ્તો કરે છે.'

'નાસ્તો આટલો મોડો?'

'તું પણ કરીશ?'

'કરીશ. પણ મારે તો જમવાનો વખત થયો.'

બિપીનની વ્યથા જાદુની જેમ ઊડી ગઈ. વીણાનો દેખાવ એને હંમેશાં સ્વર્ગનાં દર્શન કરાવતો હતો. સૂર્યના પાણીપચ્યા આ તેજમાં અતુલ બળ આવી ગયું.

'હું નાહી લઉં ત્યાં સુધી જરા વાર......'

'કેમ સરકસ ખલાસ ? હું તો બધામાં મોડો જ પડું છું.'

'એક દિવસ હું તમામ ખેલ કરીશ. મિત્રોને લઈને આવજે. પણ હાલ તો મને નાસ્તો ખાતો જોઇશ તેમાં તને વધારે મજા પડશે. ત્યાં સુધી મુંબઇ શહેર જો. કંજુસાઈ ન કરીશ. એ બાજુ દેખાય છે. મળવાની જગ્યા ડ્રોઇંગરુમ છે.'

બિપીન ગયો અને ડોકિયું કર્યું.

'વીણા !'

'ફરમાવો.'

'વિચાર આવ્યો. તારા કાકાને આ જગ્યા હાલ તુરત નહીં જોઈએને ? નાસ્તો કરવા જેટલો સમય મને મળશે ?'

'સાંજ સુધી નહીં જોઈએ એમ મને લાગે છે.'

'શાબાશ.'

વીણા મુંબઇ જોઈ રહી. મછવા—સ્ટીમરો જોઇને વીણાના મનમાં શાંતિ પ્રસરી. એની પ્રેમકથાની આજે પૂર્ણાહુતિ હતી. ઉપદ્રવો તદ્દન ભૂલી ગઈ. બિપીનનો અવાજ આવ્યો અને અંદર ગઈ.

ઓરડામાં આનંદ હતો. બિપીનમાં મૌનનો મોટો ગુણ હતો. વીણા સામે બેઠી

'હું કાંઈ છેતરાઇ નહીં હો કે !'

'છેતરાઇ ?'

'તમે અંદર જઈને નળ ખોલ્યો અને પાણી ઉછાળ્યું તે ! તમે તો દૂર ઊભા રહીને ધોધ જોયા કર્યો.'

'આ કીટલીના સોગન—જો મારા વાળ અને ટુવાલ દેખાડું ?'

'તો ગરમ પાણી જ હશે. કાલે પાર્ટીમાં કેમ ન આવ્યા ?'

'કારણો તો ઘણાં જ છે—પણ એક કારણ એ કે આમંત્રણ ન હતું. કેવી રીતે મળે ?'

'અફલાતૂન, ચંદુ પરણવાનો છે.'

બિપીનને અંતરાશ ગયું.

'પરણવાનો ? જેને આપણે લગ્ન કહીએ છીએ તે ?'

'હા, એજ. પેલી પદ્મા સાથે મને ગઈ કાલ રાત્રે તમામ હકીકત કહી. ચંદુએ કહ્યું કે 'કેમ ત્યારે' અને પદ્માએ કહ્યું 'કેમ નહીં.' ચંદુએ કહ્યું 'ચોક્કસ અને નક્કી થઈ ગયું. એ તો સિનેમામાં જોડાવાનો છે.'

'હેં—ચંદુ—પદ્માની હાસ્યરસની જોડી ? કે વર—કન્યાના વાદવિવાદ ?'

'જે બને તે. પણ પદ્મા ઘરગથ્થુ છે. એ તો ગામડામાં ઘર રાખી ઢોર ઉછેરવાની છે.'

'તો ચંદુ કુક્કર ઉછેરશે !'

'અને ચંદુ એના શુકજીનો પિતા થશે.'

બિપીનનું મોં ઊતરી ગયું. ચંદુના પરિણિત આનંદે એને પોતાની સ્થિતિ યાદ આપી.

'બિપીન !'

'હાજર.'

વીણાની આંખમાં મસ્તી હતી.

'નરેન્દ્ર પાર્ટીમાં આવ્યો હતો.'

'બિપીન ટોસ્ટનો ટુકડો ખાવા જતો હતો તે ઉછળીને હવામાં ઊડયો અને વીણાના ખોળામાં પડયો.'

'માફ કરજે. આ તો હું હવામાં ટુકડા ઉછાળવાની ચેમ્પીયન-શીપ મેળવવા પ્રેક્ટીસ કરું છું. બેરોનેટ પધાર્યા હતા?'

'હા.'

'તને મળ્યા?'

'હા.'

'એ ખાસ...એટલે તને મળવા જ આવ્યો હતો.'

'હા.'

'એમ કે?' જરા વાર શાંતિ પ્રવર્તે છે.

'તારી સાથે લગ્ન કરવું છે!'

'એમ એણે મને કહ્યું.'

બિપીન નાસ્તો પડતો મૂકી બારીએ ગયો. વીણા મનમાં ખૂબ હસી.

'તારે એની સાથે પરણવું જ જોઇએ.'

'તમારો એવો અભિપ્રાય ખરો?'

'ચોક્કસ. તું એને ચહાય છે. બીજું એના જેવો મોટો માણસ અહીં સુધી આવ્યો.' 'પણ' વીણા અટકી 'પણ એક વાંધો આવ્યો છે.'

'વાંધો શેનો?'

'હું કાંઇ બોલી. જેનાથી વિઘ્ન આવી પડ્યું.'

બિપીને પાછળ ન જ જોયું.

'તેં શું કહ્યું?'

'જુઓને-એમ કે......એને ન ગમે એવું કહેવાઇ ગયું. મારી સાથે લગ્ન કરવામાં એને નડતરરુપ.'

'પણ તેં શું કહ્યું?'

'મેં એને કહ્યું કે હું તો તમને પરણવાની છું.'

બિપીન ભમરડાથી પણ વધારે વેગથી ફર્યો અને ફરતાંની સાથે કૂદ્યો. આ બે વિરોધી વેગ સમકાલી થઇ જવાથી એના પગને જમીનનો ટેકો ન મળ્યો એટલે પડતાં બચવા એણે ભીંતનો ટેકો લીધો.

'વાહ, બિપીન, અજબ કરામત. આ નવી કસરત છે? ચંદુને જરૂર શીખવાડજે.'

બિપનની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં.

'વીણા!'

'આજ્ઞાંકિત સેવક.'

'પણ–પણ–તેં શું…વીણા…'

'હવે એ ચંદુની આશા છોડો.'

'તેં કહ્યું તું મને પરણવાની છે?'

'મેં કહ્યું હું તમને પરણવાની છું. પરણવું એટલે લગ્ન!'

'પણ એ કહ્યું. તેં કહ્યું. એટલે કહ્યુંનો અર્થ?'

વીણાની મસ્તી પૂરી થઈ.

'બિપીન, હૃદય ખાલી નથી. હંમેશ માટે ભરાઈ ગયું.'

બિપીન આગળ વધ્યો. 'વીણા' આગળ ન બોલાયું. પણ એકદમ એને ઝડપી લીધી અને અદ્ધર કરી. વીણાનો જીવ ઊડી ગયો અને એક ચીસ પાડી.

'બિપીન, આ તો જંગલીપણું–તને તો પસંદ નહોતું ને?'

'આ તો મારી નવી કસરત–હમણાં જ મેં શોધી કાઢી.'

વીણા અદ્ધર શ્વાસે નીચે ઊતરી.

'બિપીન, આ કસરત ફરીથી કરવાની છે?'

'જીવીશ ત્યાં સુધી રોજ.'

'મરી ગઈ.'

'એ તો તને ટેવ પડી જશે. પછી તને ગમશે.'

'તારી સાથે લગ્ન કરવામાં કાંઈ મારી ભૂલ તો નથી થતી ને?

'ના—ના મેં પણ વિચારી જોયું—પણ ના—ના. હડહડતી ના.'

'બિપીન, બહાર આવ.'

'શું છે?'

"બિપીન, આ જો, આ રસ્તા ઉપર નીચે ચાલતાં મનુષ્ય, મગતરાં આપણાં આનંદ વિષે કાંઈજ જાણે છે? કેવા અજ્ઞાન? આ તારા સુંદર દાઢીનું ખંજન પંપાળે છે?'

'ના અને આ તારા પ્રેમકુંડ જેવા કંપોલભંગને હું હમણાં જ ચૂમી લઈશ તે પણ ક્યાં જાણે છે?'

'બિપીન, કોઈ જોશે તો?'

'કોણ અહીંઆં?'

'આ સામે પેલો છોકરીઓ અડધી બહાર લટકી પડી છે.

'બિચારી નાસીપાસ થશે. જોવા તો દે.'

